શ્રી

# ભક્તશિરોમણિ

## ભજન સંગ્રહ.

તથા

## દશ અવતારની આરતી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મહાદેવ રામચંદ્ર જાગુટે.
બુકસેલર એન્ડ પબ્લીશર.
ઠે૦ ત્રણ દરવાજા—અમદાવાદ.



આવૃત્તિ ૩ જી.    પ્રત ૮૦૦૦.

સંવત ૧૯૭૬    સને ૧૯૨૦

જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ
અમથાભાઇએ છાપ્યું ઠે. રીચીરોડ—અમદાવાદ.

કીંમત રૂ. ૦-૮-૦

॥ શ્રીમતે રામાનુજાય નમઃ ॥

# ભક્ત શિરોમણી

## ભજન સંગ્રહ.



### ગણુપતિનું ભજન ૧.



રણુજણુ રણુજણુ ચાલો મેરે દાતા,
દયા ભાવે મન ભોળાજી.
શુદ્ધ બુદ્ધ નારી તારા ચમર ઢાળે દાતા,
મહેર કરોને મોરારીરે.
રીઝયા ગુરૂ દેવ સુંઢાળા,
ખોલ્યાં મારા રૂદીયાનાં તાળાં,
પારવતીનો પુત્ર તો કહીયે દાતા,
પીતા શંકર દેવા. રીઝયા ગુરૂ દેવા.
શ્રથ સીંદારના ચડે રંગ ચોલા,
કંઠડે કુલડાની માળાજી,
કાનમેં કુંડલ જળકતાં આવે હે દાતા,
દરશન દીઓને દેદારા. રીઝયા૦
સંત સાધ કેરા જાજ બનાવદે,

જયામે બેઠા હે ગુરૂ મેરાજી.
કાયા બેડી પ્રભુ પાર ઉતારો હે દાતા,
શુન્ય સખરગઢ ઘેર્યોરે. રીઝયા૦
રેવાદાસ કેરી શેવા બનાયલ,
હરદામાં હુવે અજવાળાજી;
ભાવદાસના બોલ્યા રામદાસ,
પ્રગટ કરોને પોકારા. રીઝયા૦

શ્રી રામચંદ્રાય નમઃ

આજ સુખી હુ તો આનંદ પામીરે,
અવધ વસે અંતરજામીરે, ચાલો જોવાને જાઈએ-ટેક
દસરથ નંદન આનંદકારી,
મુરતી સુરતી મનોહારીરે. ચાલો૦
કાને છે કુંડળ મકરાકારે,
માથે મુગટ ધર્યો ભારેરે. ચાલો૦
બાંયે બાજુબંધ બેરખા સોહે,
જોઈને મનડું તો મોહેરે. ચાલો૦
રઘુવંશી રાજા છે રામ રૂપાળા,
કંઠે ધરી વનમાળારે. ચાલો૦
ઘર ઘર પ્રત્યે અવધપુરમાંહે,
આનંદ ઓછવ થાયરે. ચાલો૦
વિધવિધ જાતનાં વાજીંત્ર વાજે,
અવધ ગાજે છે અવાજેરે. ચાલો૦
વામ ભાગે સતિ સીતા બીરાજે,

દક્ષિણે લક્ષમણ રાજેરે. ચાલો૦
સહિત ભરત શત્રુઘન ભાઈ,
મારૂતી રહ્યા કર સાહીરે. ચાલો૦
સામ મેઘ સમ રામજી રાજે,
લલીત વર સીતાજી છાજેરે. ચાલો૦
સજીવ લોચન છે રઘુરાય,
નીરખી સાંમ ન્યાલ થાયરે. ચાલો૦

મુળદાસના ૩.

વચનને વિચારીરે સંતો તમે ચાલજોરે,
હરે ભાઈ એછે મોટાનો મર્મરે,
ભાવેને અમૃત માંહે વીખ લઈ ઘોળીયેરે,
હાંરે એનું કોટીક બેસે કર્મરે;
જીવો સેવો સ્વામને સ્વામને સેવોરે,
નકલંકી નામને જીરે સેવો સામને,
ગળીને સાકરરે લઇને નાખે દુધમાંરે,
હરે લઇને પનંગને પાયરે;
વશીયરની ડાઢેરે વીખ ઘણું નીપજેરે,
હાંરે ભાઇ પંડ પડે કાં જીવડો જાયરે. જીરે.
ગંગાનાં જળ વહે અતિ નીર્મળાં રે,
હાંરે એને પીયે પ્રાયશ્ચીત જાયરે,
ગળી ભળીરે જળ કેરા જોગમાં રે,
હાંરે ઇતો દંભીક જળ કેવાયરે. જીરે.
મહીને મથ્યે નવ્યેનીધ નીપજેરે;

હાંરે ભાઈ પાણી મથ્યે શું થાયરે;
લુણ તે ભળ્યુંરે મહી કેરા માટમાંરો
હાંરે એતો ગરથ સમુળગો જાય. જીરે૦
અણુંને કણુંરે પડ્યું જેની આંખમાંરે.
હાંરે એને જોયા તણું સુખ જાયરે,
વિદ્વાને આંજણુંરે ગુરૂએ આંજ્યું આંખમાંરે;
હાંરે એના નેતર નીર્મલ થાયરે. જીરે૦
રતનની જતનરે સંતો તમે રાખજોરે,
હાંરે જેમ માજન સંઘરે માલરે,
ખાઓને ખરચોરે વીગતે વાવરોરે,
હાંરે ભાઈ ડાહ્યો થઈને દલાલરે. જીરે૦
સવેને અમૃતરે પીધું બેસી પાંતમાંરે,
હાંરે છળ કરીને સનમુખેરે;
અંતઃકરણુરે જેના નહિં ઉજળાંરે,
હાંરે ભાઈ દીધું દેવતાને દુખરે. જીરે૦
પાત્રને કપાત્રરે એ છે પટાંતરોરે,
હાંરે ભાઇ તેથી પામીએ ત્રાસરે,
કલંકને નથીરે નકલંકી નામનેરે,
હાંરે ભાઈ મારાજ કહે મુળદાસરે. જીરે૦

ભજન ૪.

પંડને બ્રહ્માંડમાં જ્યારે વાણી નોતી ભાઇ
ત્યારે નાદને બુંદ નવ ભરતા જીરે સંતો,
બ્રહ્માને વિષ્નુ માહેશ્વર નોતા ભાઈ,

ત્યારે આપે આપ કરતા જીરે. સંતો
જીરે સાચો ધર્મ છે હાં હે સંતો,
બારજા ભીતર એક ભ્રમ છે.—ટેક.
મનમથી માયાએ મળ રચાવ્યો
ત્યારે નાદને બુંદ પ્રકાશો. જીરે.
પાંચ મુદરીકા લઇને પ્રગટ કીધી ભાઈ,
ત્યારે ચૌદ લોક રચાયો. જીરે.
મહા મંત્ર લઈને પંથ પ્રકાશો ભાઈ,
ત્યારે ઘટ પાટે પુજા કીધી. જીરે.
શિવને શક્તિ મળી ધર્મ ચલાવે ભાઈ
ત્યારે ઉમૈયા પાટે પધાર્યા જીરે.
પાંચે મળીને મહા વૃત સાધ્યો ભાઇ
ત્યારે નામ ધરાવ્યું નીજારી. જીરે.
મેરૂ શીખરથી ગંગાજી મગાવો ભાઈ,
ત્યારે વાચેને કાચે વૈતરણી જીરે.
ભગત જુગતને લઇને ઓ ધરણી ભાઈ,
ત્યારે શબ્દમાં રે'ણીને કરણી. જીરે.
દયા ધરમ લઈ પરમારથ દેખો ભાઈ,
ત્યારે આપપણું નવ લેખુ. જીરે.
ગુરૂજી શબ્દે તમે હુઈને હાલો ભાઇ,
ત્યારે સર્વે નુરીજન દેખો. જીરે.
શબ્દ તીરથ થકી ઉન મુની રેહેવું ભાઇ
ત્યારે જાત વરણુ નવ ભાળો. જીરે.

મુળદાસ કહે જે નર ભીતર જાગ્યા ભાઇ,
ત્યારે સકળ ધર્મને પાળો. જીરે.

## ભજન ૫.

જીરે વટાવડા વાટેને ઘાટેરે
વીલંબ નવ કીજીએરે—ટેક.
સ્વપનામાં સુતારે હરિજન જાગજો,
તારો જન્મ પદાર્થ જાયરે,
દેવને દુર્લભ છે આ દેવતા,
તે પુરણ ભાગ્યે પાય. જીરે વટાવડા વાટન
એવા વાટેને ઘાટેરે વીલંબ ન કીજીએરે—ટેક.
એવું આપો આપુ અરપીને પરને પોખીએરે.
તે ભજવા શ્રી ભગવાન
આત્મ ને પરઆતમ એક કરી જાણજો.
તે દયા સમો નહિ દાન જીરે૦
એવા પરદેશી પરોણલા આવ્યા ઘેર આપણેરે
તે વાયક દેશી વાય એવા જાણો છો પોતાના,
ઇચ્છે પારકાં તે પુત્રને પરીવાર જીરે૦
એવા સરોવરને તરોવર પંડ પરમાર્થી,
ખપે સોવેડી ખાય;
એવા નદીયુંના નીર નવસેં પોતાતણા
તે નીર નવાણે જાય. જીરે૦
એવા છતેને હુંતે નવ વાવરે,
એ અણસમજુ છે આથ;

કાયાને માયારે મીથ્યા કરી જાણજો
તે સંભારી નહિ આવે હાથ. જીરે
પંડને પસોરા પોઢ્યા પ્રાગ પાંદડે,
ત્યાં પંખીડા વસે દોનુ પાસ,
કાળને કબાડી આવ્યો તેને કારમ્યો.
તે નીત્ય પરસેને નીત્ય નાસ.
સંસારીઓ સુતોરે ઘેર્યો લઈ ઘેનમાં,
જેને અન્ય માયાની આશ,
એવાં હરીજન ભાગ્યારે, શબ્દ રૂડા સાંભળી
તે તો મહારાજ મુળદાસ ગાય.

ભજન ૬

નવધા ભક્તી કરો એ સોહંગ,
નામ જપો જનમ ભવ તરો
ગુરૂ ગણપતી ગુરૂ ગુણ ભંડાર
તોગ તરે મુક્તિના દાતા;
તો નીગમ કહે નીરધાર જીરે નવધા ભક્તિ,
પ્રથમ નામે પ્રહેલાદ ઓધાર્યા,
રૂશી નારદને પ્રતાપે.
નરસિંહ રૂપ ધર્યું નારાયણે,
તો પરીક્ષા પ્રગટાયા છે આપે. જીરે
હાથ જોડીને હનમાનજી ઉભા,
તો રામજી કેરા નીજ વાસા,
વાચે ને કાચે કેવળ ભક્તિ,

તો રામજીના ચરણુની વાસા. જીરે.
ચરણુ કમળ લક્ષ્મીએ સેવ્યા,
તો પતીવૃતા પદની દાસીજી;
એ નીજ ધર્મ કર્યો નારાયણે,
તો અખંડ મુર્તી અવિનાશી. જીરે.
સખારે ભાવે અરજુને સુખ દીધું,
તો કૃષ્ણુ ઉપાશણુ કીધું;
માહા કલ્પાંતે પાંડવને ઓધાર્યા
તો ભક્તિ અભેદપદ દીધી. જીરે.
અક્રુડને જ્યારે ભમર ભાસ્યો,
તો આત્મરૂપ છે એકે,
કૃષ્ણુ વીના બીજું કાંઇએ ન ભાસ્યું,
તો વેદ પુરાણે વીવેક. જીરે.
શ્રીમદ ભાગવત સુકદેવે કહ્યું તું,
તો પ્રીછકને રસ પાના;
નામ લેતાંરે અભયપદ પામ્યા,
તો વૈકુંઠનારે વેમાન. જીરે.
સેવારે પુજા પૃથુરાએરે કીધી,
તો બળ રાજા આપનીવેદી;
મુળદાસ કહે કોઈ માહા સંત જાણ્યા,
તો નવધા ભક્તિની વેદી. જીરે.

## ભજન ૭.

લેવાયતો રામનામ લેજોરે, નીકર મુન રહીએ હો બંદા;

વનસમાં રહીને વનફળ ખાતા, વિના પાલવમાં પડયારહીએરે હે૦
સાધુ સંતની શેવા કરીએ, સાધુના સંગમાં ભળીએરે; હે૦
આરે સંસારીઓ વહ્યો જાય છે, તેની સંગાતે નવ જાએરે. હે૦
કહે મુળદાસ વેદની વાણી, રૂદયકમળમાં લઈએરે. હે૦

## ચુંદડી.

સુંદરવરની ચુંદડી,માંહીંછેઆત્મારામનો આંક ઓધારણુ ચુંદડી૦
તપ તીર્થ મેં બહુ કર્યાંને વરત કર્યાં અપાર;
ભગવત ભવાની બહુ ભજ્યારે, મારેહરીવર મળવાનીઆશ. ચું૦
બ્રહ્માએ વણ વાવીઆં ને, વીણે ચારે વેદ,
સનકાદીકે સુતર કાંતીયાંરે, તેનો કોઈ ન જાણે ભેદ. ચું૦
ત્રીગુણે તાંણ્યો તાંતણોને, માંહી પ્રેમનાં રસ પાંણ,
નુરત સુરતની નળી ચાલીરે, એના વણનારા સંત સુજાણ ચું૦
ચારે મુગટના ખુટા રચ્યાને, માંહી તાંણાના રંગ પાંચ,
ચોવીશું સાળે ચડયુંરે, માંહી છે વિવેક વિચારનું રાસ. ચું૦
વીદુર વ્યાસે રંગી ચુંદડીને, સુખદેવે પાડી ભાત;
બહુ બુદ્ધિએ બુટા જડયારે, એની જુજવો જુજવી જાત. ચું૦
ગુરૂએ ઓઢાડી મને ઘાટડીને, ઉપર સુંદર શ્રીફળ ચાર;
શ્રીગુણ સાથે સગાઈ કરીરે, મારા પુન્ય તણો નહીં પાર. ચું૦
વિવેક વિવાહ રચ્યાને, માંહી વૈરાગ્યનારે લગન,
પ્રભુજી પીયુ પધારીઆરે, મારૂં મોહે ભરાણું છે મન. ચું૦
મન કરમ વચને માચારૂંને, (મે) મેલ્યાં લોકની લાજ.
હથેવાળો હરીશું ગ્રહયોરે. મધ્ય મંડપમાં માહારાજ. ચું૦
ચાર તે જુગની ચોરી રચીને, માંહી મન છે ખેતરપાળ;

ભરમહુતાશન પ્રગટીઓરે, માંહી છે વાણી તણી વરમાલ. ચું૦
કર્મ કાષ્ટનો હુવન કીધોને, મંગલ વરત્યાં ચાર,
પીતાજીએ દાન બહુ દીધાંરે, અમે કોડે જમ્યારે કંસાર. ચું૦
રાતો રંગ દેણી તણોને, એનો પુરણ લાગ્યો પાસ,
અનંત જુગે રંગ નહિ ઉમટેરે, વાણી ગાય છે સંત મુળદાસ. ચું૦
અખંડ એવાતણ વર હું વરીને, પરણીને રાખ્યા પાસ,
જે જન ગાએ ચુંદડીરે, એનો વૈકુંઠ હોજો વાસ. ચું૦

## દેવાયત પંડિયત.

હે વીરા પાત્ર પરખ્યા વિના સંગ નવ કીજીએજી.
ઓલ્યા અજ્ઞાની ઉપાધી કરશે. ટેક.
હે વીરા હેમનો કરેલ એક ઉંદર હતોજી,
તેને હંસે પાંખમાં લીધો,
સસીયર થયો ત્યારે પાંખું સંધારી.
પાંખું પાડીને અળગો થયો. હે વીરા૦
હે વીરા સજીવન મંત્ર એક વિપ્ર ભણ્યો,
તેણે મુવેલો વાઘ જીવાડયો.
હે વીરા એ વાઘે ઓલા વિપ્રને માર્યો. પડકારી પેલે થાપે,હે૦
હે વીરા દુધ સાકર લઇને વશીયરને શેરયો,
તન મનથી વીખ નવ છાંડયો,
હે વીરા અજ્ઞાની જીવને જ્ઞાન નવ આવેજી.
ભલે વાંચીને વેદ સંભળાવે. હે વીરા૦
હે વીરા ભવના ભુલ્યા નર હીંડે ભટકતાજી,
એના લેખ લખ્યા છે અવળા,

દેવલ ચરણે દેવાત પંડિત બોલ્યાજી,
એતો સમજ્યા તે નર સવાલા; હે વીરા૦

ભજન ૯.

પેલા પેલા પવન ફરૂકશે, નદીએ નહીં હોય નીર,
ઓતર થકીરે સાયબો આવશે, મુખ્ય હુનમો વીર,
દેવાયત પંડિત દહાડા દાગવે, સુણજો દેવલદે નાર,
આપણા ગુરૂએ સત્ય ભાંખીયું, જુઠડાં નહીંરે લગાર:
લખ્યા ને ભાખ્યારે સોય દીન આવશે. ટેક.
ધરતી માથે હેમર હાલશે, સુના નગર મોજાર.
લક્ષમી લુંટાશે લોકો તણી, તેની કાંઇ રાવ ને બુમ. દેવાય.
પોરોરે આવ્યો સંતો પાપનો, ધરતી માગેરે ભોગ,
કેટલાક ખડકે સંહારશે, કેટલાક મરશે રોગ. દેવાય.
ખોટાં પુસ્તકો ખોટાં પાનીયાં, ખોટાં કાજીનાં કુરાન,
અસલ જાદીરે ચુડો પડેરશે, એછે આગમનાં એંધાણ. દેવાય.
જતી સતીને સાબરમતી, ત્યાં હશે સુરાના સંગ્રામ,
કાયમ કાલીંગાને મારશે, તે નકલંક ધરશે નામ. દેવાય.
કાંકરીએ તળાવે તંબુ તાણશે, સોસો ગામોની સીમ;
રૂડીરે દીસે રળીયામણી, ભેળા અરજુન ને ભીમ. દેવાય.
પશ્ચીમ દીશાથી સાયબો આવશે, આવે મારો જુગનો જીવન
કળીજુગ ઉથાપી સત્યજુગ થાપશે, તે બોલ્યા દેવાયતપીર દે.

ભજન ૧૦.

ગુરૂ તારો પાર ન પાયોરે, પાર ન પાયોરે,
પૃથવીના માલેક તારજો હોજી.

હાંરેહાં ગવરીપુત્ર ગણેશ દેવને સમરોજી,
સમરૂ સારદા માય; મેં વારી૦
હાંરેહાં જમી અસમાન મુળ વિના માંડુંજી હોજી.
થંભ વિના આભ ઠેરાવ્યોરે. મેં વારી૦
હાંરેહાં ગગન મંડપમાં બાલક ખેલેજી હોજી,
બાલકરૂપ સવાયોરે; મેં વારી૦
હાંરેહાં સુનશીખર ગઢ અલક અખેડાજી હોજી,
વરસે નુર સવાયોરે, મેં વારી૦
હાંરેહાં જળહળ જોત્યું દેવા તારી જળકેજી હોજી
દરશન બીરલે પાયોરે મેં વારી૦
હાંરેહાં સુખી જુનો દેવાયત પંડીત બોલીયા હોજી,
સંતનો બેડલો સવાયોરે, મેં વારી૦
ગુરૂને ઓળખ્યાજી હોજી, સ્વામી તારો પાર ન પાયોજી

## જેસલ ૧૧.

નહી મેરૂ નહિં મેદની, નો'તા ધરણીને આકાશ,
ચાંદોને સુરજ દોય નહોતા, તે દી ધણી મારો આપોઆપ,
પીરને પોકારે સુજા ભાવરા, સતી તારો ધર્મ સંભાળ.
પોતાના પુન્ય વિના પાર નહિં, ગુરૂ વિના મુક્તિ પણ નોયપીરને.

## ભજન ૧૨.

વારેવારે કહું મારા દીલડાની વાત, જાડેજા કરીલે ભલાયુ,
થોડા જીવણારે જેસળજી;
હળખેડ તો મેં તો હાલીને માર્યો, પાદર લુંટી પાણીયારી;
કાઠીરાણી પાપ પ્રકાશો, ધણી આગળ, જેસલજી. વારેવારે

તોરણુ આવ્યો મોડબંધ માર્યો, પીઠીયાળાનો નહિપાર;
કાઠીરાણી પાપ પ્રકાશો, ધની આગળ; જેસલજી. વારેવારે
ચોવીશ વરસ લગી ચોરીયું કીધી,
અમારા અવગુણુનો નહિ પાર.
કાઠીરાણી પાપ પ્રકાશો, ધણી આગળે; જેસલ. વારેવારે
આવી આવી અતીથી જમાત જાડેજા,
તેમાં તો સાયબો મારો આવીયો.
અવર બાવાને ભગવો ખેખ જાડેજા
સાયબાને પીતાંબર પાઘડી વારેવારે.
રોજાં ચરે નવ લખ જાડેજા, તેમાં તે સાયબો મારો આવીયોરે
અવર રોજાને લાંબી શીંગ જાડેજા
સાયબાને સોનેરી શીંગડી; વારેવારે.
અવર રોજાને ઘાસ જાડેજા સાયબાને કસ્તુરી કેવડોરે.
જેસલજી બોલીયા તોળલ કાઠીરાણી જાડેજા
બોલ્યા તે પીરહુદી પાખંડીરે, જેસલ. વારેવારે.

## ભજન આગમ ૧૩.

શબ્દોના બાંધ્યા સંતો શું કરે, પુરા સાધ્ય હોય ત્યાં જઈ મળો.
વાયક આવ્યોરે સંતો દો જણાંરે, ત્રીજું કેમ સમાય,
પંથ ઘણો જાવું એકલું, એ પાળાં કેમ ચલાય. શબ્દો.
સોના કટારી સતીએ કર ધરી, પાળી માંડી છે પેટ,
કુખ છેદી કુંવર જનમીઓ, એ જનમ્યો માજમ રાત. શ.
હીરની દોરીનો બાંધ્યો હીંચકો, બાંધ્યો આંબા કેરી ડાળ,
પવન હીંચોળા હરી મોકલે, આલમ તારો આધાર. શબ્દો.

આઈ પાડોશણુ મારી બેનડી, રોતાં રાખને નાનાં બાળ;
અમારે જાવું ધણીને માંડવે, તારા કેહેશું જારને જુહાર. શ.
ત્યાંથી તોળીરાણી ચાલીયાં, આવ્યાં વનડા મોજાર
વનમાં વસે એક વાંદરી, ઠેકે મોટેરા ઠેક. શબ્દો.
ત્યારે તોળીરાણી બોલીયાં, સાંભળો વનડાના રાય,
ઉરે વળગાડી તારાં બચડાં, રખેને ભુલતી ચોટ; શબ્દો.
આરાં બચડાં મારી ઉરમાં તોળલ ત્યાં તાહારાં સંભાળ
કોળીયા અનને કારણે, પુત્ર તારો આંબાની ડાળ. શબ્દો.
પુત્ર સંભાળી પાનો ચડયો, અંગડે વાપી છે પીડ
આન હતાં સતીનાં થરહર્યા, પડતાં છાંડયાં પ્રાણ. શબ્દો.
અરથ ગણી ગાંઠે ધરો, એ તોળલ છાંડયા પ્રાણ;
અધવચ ધોરી ઠુલ્યા, એનો શ્યો દેશું જવાબ. શબ્દો.
જેસલ ગાંઠડી ઉપાડીયાં, ચાલ્યાં ધણીને દુવાર;
સામા મોહોલ મહારાજના, દીપક રચીયલચાર. શબ્દો.
ચતમાં ગાંસડી ઉતારી હે, ઉઠો તોળલદે નાર;
તમો જાગ્યે જામો જામશે, બોલ્યા જેશલરાય. શબ્દો.
આય શીખે સુણે સાંભળે, તેના વઈકુંઠમાં વાસ;
સાંસટીયા કાઠીની વિનતી, જાગો તોળલદે નાર. શબ્દો.

## ભજન ૧૪.

પીરકેવરાણારે,જેસલને તોળીઆઈ, સાધ કેવરાણીરેજેસલનેતોળી૦
એને દલડે ભરાંત કોઈએ ન આણીરે.
અલા હો જુગમાં સીધ્યા પીર, જેસલને તોળી. દો૦
બીજડી થાવરને જ્યારે જમેયો રચાવ્યોરે હાં૦

ધણી કેરા પાટ મંડાણુંરે હાં૦
માજમરાતનાહુવામછંદા, ત્યારેચોરીથકોઘેરઆવ્યોરે અલાહો
તોળીને ઘેર જ્યારે જામૈયો રચાવ્યોરે હાં૦
અને કાઠીડે કીધી કમાણીરે ભાઈ;
તોળી ચોડી લઈ જેસલને સોંપ્યા;
ત્યારે સાહેબ રાખ્યા સંઘાતેરે. અલા હો૦
ચોવીશ વરસ સુધી ચોરી કીધીરે હાં૦
અને ઘણેરાં જીવ સંતાપ્યારે;
ઘોળાં આવ્યાં ત્યારે ધણીને ધાર્યો
ત્યારે મંદીર પધાર્યા મોરારી. અલા હો૦
અકલ ખેતરમાં કોણ નર સીધ્યા,
જેસલને પીર જેતોરે ભાઈ
અંજારમાં અજેપાલ સીધ્યા,
ત્યારે તોળલે ત્રણ નર તારયારે. અલા હો૦
બીજ હતું તે સાધુ મુખ વાવરૂંરે હાં
અને વેળુ વાવી ઘેર આવ્યારે;
એક મને હુઈ અલખ આરાધ્યો
ત્યારે સાચાં મોતી ઘેર લાવ્યો અલા હો૦
ઊંચા મોહોલને તે પર આંબલીરે હાં૦
અને નીચા ગંગાજલ પાણીરે;
માલદે કોટવાળે ઉમા આરાધ્યો,
ત્યારે જેસલ તોળી નર વાણીરે
અલા હો જુગમાં સીધ્યા પીર જેસલ તોળી,

દલડે ભરાંત કોઇએ ન આણીરે હો; અલા હો જુગમાં

## ભજન આગમ ૧૫.

કાળ ક્રોધ મન માંયલાને વારોરે, સાધુ ધરમ સંભાળોરેહોજી
મનવાત બાવો શું સમજાવેરે, પવન વેગથી ન્યારોજીરેસંતો

આઠ કુળ પરવત ધરા જેમ ધ્રુજેરે,
ભેળા હનમો હશેરે હોજી. કાલ૦
દશમે દરબાર ગુરૂએ દયા વરતાવીરે
રણુ વગડામાં ગુરૂએ રમતુ માંડીરે,
પાપી પરલે હોશેરે હોજી. કાલ૦
મનના માન્યા મરૂએ મેઘ વરસાવ્યા;
ત્યારે પડઘે કાળીંગો ભાગ્યોરે હોજી. કાલ૦
નાગરવેલે નિત્યે ફળ હોશેરે,
એવા વાંજીયા વધારો બાવો કરશેજીરે સંતો.
એ અમરફળ સાધુ ધને હોંસે ત્યારે,
તાં કાળીંગાને મારોરે હોજી. કાલ૦
મેં પણુ લોભી મેં પણુ લાલચુરે,
ચરણુાંગત સ્વામી તારોરે જીરે જીરે સંતો,
સઘળા પંડિતના ગુરૂ દેવાયત બાલ્યોરે,
મેં આધીન તરો તારે હોજી. કાલ૦

## અખો ૧૬.

એક દીન એસો આવશે તે સબળ મારા રૂદીઆમાં સાલેજી,
સગાંરે મિત્રને કારણે, કોઇનું જોર નવ ચાલેજી.

કાઢો કાઢો એને સૌ કરે, જાણે જન્મોજ નોતોજી. એક૦
ઘટનો ઘુંઘટ અળગો કરો રોકયા દશે દરવાજાજી;
કાળે કાયાનો ગઢ ઘેરીઓ, રોકયો દેહનો રાજાજી. એક૦
સોળરે વરસની સુંદરી, ઉભી ટગ મગ જુવેજી;
આરે કાયામાં હુવે કાંઇ નથી, ઉભી ધુસ્કે રૂવેજી, એક૦
વેઢ વીંટીને સાંકળા, વાની વીધના વાઘાજી;
કુટુંબ મળ્યુ સહુ સામટુ, સર્વે લુટવાને લાગ્યાજી. એક૦
બેની ભલામણ શેરીએ માતા ઝાંપેથી વળશેજી;
સગાંરે સગાંરે તમે શું કરો, સગાં વળાવીને વળશેજી. એક૦
સગાંરે વન કેરાં લાકડાં આવી ભેળાં બળશેજી;
કોનાં છોરૂ ને કેનાં વાછરૂં, કોનાં મા અને બાપજી. એક૦
અંતકાળે જાવું એકલું, સાથે પુન્ય ને પાપજી;
એક નહિંરે ત્રાપો નહીં તુંબડાં, નહી કાંઈ ઉતારાનો આરોજી
કર જોડીને અખો એમ બોલીયો પ્રભુ મને પાર ઉતારોજી. એક૦

## ભજન ૧૭

આજદન લેખ લખાયોરે હાં ઘેર આવો સતગુરૂ સાધરે;
કરમલ વેલડીના કાગળ કાચા, દુર કર્યા અપરાધરે હાં;
રામ નામ નીજ મંત્ર સુણાવોરે, શબ્દ શુણાયો આરાધરે,
વચન સુણાવા કછુ ભેદ સુણાયા, સુણાવો અનહદ અનહદ આ૦
અર્થ કીધો પરમાર્થ કીધો લીધો, પોથીનો સ્વાદરે,
મોરી શંકા ગઇ હજુરમાં લખાવો ભલી કરી ફરીયાદરે આજ
સતગુરૂ સાચા મળીયા, જેને બતાવ્યાં નીજ જ્ઞાનરે;
દયા કરી અમને દર્શન દીધાં મેરૂ કરીને મહારાજ આજ.

સુન મંદીરીઆમાં સતગુરૂજી બેઠા ધરી એકાંતે આરાધરે;
ભુતનાથ ચરણે ભણે અખારામ, મેલી દીયા નુગરા સેવવા,આ૦

## ભજન ૧૮

ચેતન ચેતજોરે હાં આવ્યા તારો મનખ્યા જનમ અવતાર. ટેક૦
સ્મરણ કરીલે જીવડા સભાગીઆને,
પ્રભુ ભજો તો ઉતરો પાર. ચેતન.
કાયા કાગદ જેસી કોટડીનેરે, ભરીએલા અનગળના ભારારે;
કાયા બેડી તારી બુડવા લાગીને, સંત ઉતારે ભવ પાર. ચેતન.
હરી નામનાં હાટજ મંડાવા ને, ભક્તિના કરો વેપારરે,
વીઠલ નામની વસ્તુ વોરોરે તોલાં રાખો ટેક શાલરે. ચેતન.
ધીરજની તમે ઢાલ બાંધોને, સતની બાંધો તરવારરે;
રામ નામ બખ્તર પે'રોને, માંહેલા કાળીંગાને માર. ચેતન.
માત તાત તારાં કુટંબ કબીલાને ઘરે સકળવંતી નારરે,
હરિ ત્રુઠયા એને સુખજ આપેને,જમવા આપે ઝાઝી જારરે. ચેતન.
સેજ તળાયુને અવલ ઓશીકાને ધન દોલતના નહીં પારરે;
આંહીનું ધન્ય તારૂં આંહીજ રહેશે ને સાથે નહિં આવે
તલભારરે. ચેતન.
દેવાય તો તમે અન્નદાન દેજોને, ભરીયા છે ગરથ ભંડારરે,
ભુતનાથ ચરણે ભણે અખીયોને, સત વચન છડીદાર. ચેતન.

## અખો ૧૯

આતમ એક છે હાં એક ઓદર એક ખાણુરે,
બાર આવ્યા પછી ઓતમ, મધ્યમ છે તાંણુ વાણુરે. આતમ.
બાઈરે બ્રાહ્મણથી ત્રીવેશ્ય, સુંદર બાંધ્યા છે વરણ ચાર;

સોનું સરવે એક છે એના ઘાટ ઘડયારે અપાર. આતમ.
ભાઈ મેલો મમતાને, ટાળો સંસેરે પરહરેરે પાખંડરે
શેરડી સરવે એક છે, ગોળ સાકર ને ખાંડ. આતમ.
હાથે હાથી કેરાં હાડક્યાં, કહેવાય સુવાશણુ નારરે,
નાવણ ચોકો નીત્ય કરે, એના જો જો આવળાએ ન્યાય આ.
નવસે નવાણું નદીઉના નીરજ ચાલ્યાંને,
જુજવા જુજવા તે જાયરે,
આદ સરવાળે સૌ એક છે, એનાં નીર પાચ્યાં નરવાણુ. આ.
આચારીને સદાય અવગત, મુળ શોધ્યા વિના ભરમરે,
કહે અખો આતમરૂપ વિના, કેમ કરી છુટશો કરમ. આતમ.

## ભજન ૨૦

જીંતો જ્યારે જાણીએરે હાં,
એહી રોયાનો હુંહુકારરે;
કાળના તું તો કટકા કરજેરે,
માથું કાઢચે દેજે મારરે. જીંતો.
ધરમના ધનુષ દયાની પણુશુરે,
ભંજન ભલકારે સારરે;
સત શમશેર ક્ષમા ખડગ,
લઈને ઝુંઝે એમ જુહાર. જીંતો.
પ્રેમના બખતર નખસીખ પેરોને,
વળગે નહીરે વીકારરે;
રામ નામ સ્મરણુ કરી લ્યોને.
દીપશે ધણી દરબાર, જીતો.

મરગ ભોરીંગ ચળીને ખાંતે મળ્યા ખુવારરે;
ભગત જગતમાં ભળી શમ્યારે,
તું તો મનને મેલીશ માં એક તાર. જીતો.
શીલ બંધુક સંતો દારૂરે,
જ્ઞાન ગોળારે સારરે.
માર મમતાને મટે સંશય તારા,
સમજીને ખેલ શીકાર. જીતો.
સામા સામા મેલો મનના ભામારે,
હાથ કરો હથીયારરે,
ચેતન ચોકીમાં ચોર ન લુંટેરે.
કબુલ કરશે કીરતાર. જીતો.
પારકુ ધન્ય તમે જાણોરે મશાણ ભોમી સારરે,
આકાશ રોજી તારી ઉતરે;
તારા અહારનો નાવે પાર. જીતો.
વસમી છે ઘાટીને ઉતારો માટીરે હરખ શોક હજારરે,
જગત જળી હેરઈ છે,
બળી તેનો ડાગ ન લાગે લગાર. જીતો.
જ્ઞાન ઘોડને સાચ દોડાને તેપર થાઓ અસ્વારરે;
ભુતનાથ ચરણે ભણે અમૈયોર,
ખેલ છે ખાંડાની ધાર, જીતો.

## ભજન આગમ ૨૧

જોત્યેને પાટેરે જામો જાગશે, મળશે વરણ અઢારરે,
મોટા મોટા મુનીવર આવશે બેઠા આસન વાળીરે;

વિરા મારા વાડીયું વધાવીશું,
સાચા સતગુરૂ મુનીવરને સેવીએ,
ચંપો મરવો ને રૂડો કેવડો, લીલી નાગરવેલરે;
ફાલી ફુલીને ફળ જામશે,
મેલો મનડાની આંટીરે. વીરા૦
સામટો સ્વાર્થ તમે કાં કરો ફળ ખાઓને વેચીરે;
આવતા અભીયાગતને ઓળખો,
જીવડે આંખ્યું મીંચીરે. વીરા૦
પાખંડ મેલીને થાઓ પાધરાજી,
મન રાખોને દરીઆરે.
ત્રેલા વાલા શું તાણશે, ઘર લેશે વમળારે. વીરા૦
રણનો રાહો ત્યાં રણ ચડયો, દલ સામાં ડગલાંરે
શીશ પડે વાકો ધડ લડે, પાછાં ન ભરે પગલાંરે વીરા૦
છડીયુ વાળારે ચડી ચાલશે, કેમ પોહોચાશે પાળારે,
ભલીયું વાળા જ્યારે ભેટશે
કાયર દેશે મો ટાળારે. વીરા૦
પારકાં ભોજન તમે કાં જમો, જમતાં લાગેછે મીઠાંરે;
તલ તલનાં લેખાં ધણી માગશે, જડશે ઝાઝા જુતારે વીરા૦
રેહેવુંરે પરવશ નર પંથ, ટેકમાં ખેલવું ખડાની ધારરે;
ભુતનાથ ચરણે ભણે અખેયો,
માંહેલા મણુજરને મારોરે. વીરા૦

## જીવણદાસ. ૨૨

સમજ મન તું સોય નર ઘેલા,
આવ્યો વાયકો અડેકડે, (૨)

રામ નામની છડીયું ચાલે, સીચાણો અજ્ઞાન ચડે,
પલમાં પ્રાણી પકડી લેશે,
જેમ પંખીમાં બાજ પડે. સમજ૦
તુને ધુત્યો ને મુને ધુત્યો, પરનારીશું પ્રીત કરી;
એ દહાડા પ્રાણી દલમાં રાખો,
અંતકાળે તો આડા ફરે. સમજ૦
છાની વાતો ચોરે ધાડે, ધારણુ વિનાની નાવે ધડે;
સંતની સેવા જ્ઞાન ગરીબી,
એ જુગટીયાના નહીં જડે. સમજસ
જગજીવનસે જગડો લાગ્યો, અનેક ભુપ તયાન ભડે;
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
તે પ્રતીત હોય તો પાર પડે. સમજ૦

## ભજન. ૨૩

હીરલો લાધ્યો મુજ રાંકનેરે, કોડી એનાં મુલ કેવાય;
ઝવેરી મળેથી એનાં પારખ્યાં.
એનાં મુલ તો મોંઘેરાં થાય,
વરતન જોઇ વસ્તુ વોરીયેરે હાં,
જેમાં અવગુણુ નોય. ટેક૦
સતગુરૂએ મારી મુને શારડી,
શાર બેઠા રૂદીયા માંય,
ટંકશાળે ગયા પાછા નહિ ફરે,
નાણાં સાચાં રે કહેવાય, વરતન૦
ચિંતામણી મણીરે સોહામણી,

શોભા વરણુવિ ન જાય,
જેનેરે દીઠે કમળ ઠરે, આપ સરીખા કેહેવાય. વરતન૦
મુંઢારે ગરવા મારા સાધશે જેનો સોનેરી રંગ,
ધોણે ધોણેરે રંગ નત,નવો,
ઉલટી જાશેરે પતંગ. વરતન૦
ખરારે ખોટાનાં લેશે પારખ્યાં,
જેમ તાવતાં તરત પરખાય,
કેહેરે જીવણુ એને જોખતાં,
કુડીયાં સાંધણુમાં જાય. વરતન૦

ભજન. ૨૪

વેલા પધારો હરી સંતોની વારેરે
મારી વારે ચડો વિશ્વાધારરે—ટેક.
રાણી રૂપાદે જે દી પાટ પધાર્યાંરે;
જામોયો રચ્યો છે અંજારરે,
સોનાની થાળીએ જે દી, ફુલડાં રચાવ્યાંરે;
કર ગ્રહયો કીરતારરે. વેલા૦
જુનાગઢમાં મેહેતો નરસી કેહેવાણારે,
સોનાની હુંડીયું સ્વીકારીરે,
કુંવરબાઇનું જે દિ મોશાળું પુર્યુંરે;
વાલો થયા છે વેપારીરે. વેલા૦
રોઈદાસ માથે જે દી બ્રાહ્મણ કોપ્યારે,
ખર્ચી મંડાવી એને ખાતેરે;
અનુભવી પ્રભુ આશરો તુમારોરે;

તારા બાનાની પત રાખોરે.
કોલવા ઉપર જે દી કરૂણા કીધીરે;
દેવળ ફેરવીને દેદારરે,
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણેરે;
મંદિર મંદીર મોરારીરે.

## ભજન ૨૫

મીરાંબાઈ પુરવ જનમની છે પ્રીતડીરે,
નામ નહીંરે છોડું હરી.
મારે રૂદીએ લખ્યા હરીના લેખરે,
નામ નહીંરે છોડુ હરી.
મોલમાંથી મીરાં ઉતર્યા, ત્રાફામાં ભરીયા ભાર;
લખી કાગળ રાણો મોકલે,
એ મીરાં એકવાર ચીતોડગઢ આવરે. નામ૦
ચાર પાંચ પત્ર રાણે મોકલ્યા જાજો મીરાંની પાસ,
સગુણ જેવું મીરાં સાસરૂં,
લજવું માસાને મોસાળ.
લખી કાગળ રાણો મોકલે, દેજો મીરાંને હાથ;
ચાર પાંચ આલુ મીરાં ગામડાં;
અરધું આલું તુને રાજ, નામ૦
તમે રાઠોડની કુંવરી, અમે છેયે ચમાર;
કાલે રાણો ઘેર આવશે.
મીરાં શું થાશે હવાલરે. નામ૦
ઝેરના કટોરા રાણો મોકલે દેજો મીરાંને હાથ,

અમૃત કરી મીરાં પી ગયાં,
મારો સાયબો રાખે મારી લાજ. નામ૦
પાટ સરખી પીળી થઈ મીરાં,
લોક જાણે પડયા રોગ;'
એવી લાંઘણુ મીરાંબાઈ કરે,
મારે હરી ભજ્યાનો આવ્યો જોગ. નામ૦
રાણોજી ખબર મોકલે, જાજો મીરાંને મોહોલ;
મીરાં મુવાં હોય તો બાળજો,
ડાગ દેજો જમનાજીને ઘાટ. નામ૦
ઝાજ પખાજ વેણું વાગીયાં, ઝાલરનો ઝણુકાર;
કાસી નગરના ચોકમાં,
મને ગુરૂ મલ્યા રોહીદાસ. નામ૦
ભાદરવો ભલે ગાજીઓ, નદીએ ખલકીયાં નીર;
દાસ જીવણુ સંતો એમ કહે,
મીરાં ભજનુમાં રહેજો ભરપુર. નામ૦

ભજન ૨૬

જુગના જીવન વેહેલા આવોરે,
મારા પ્રાણુ પાતળીયા વેલા આવોરે;
હો તમ વીના મારે અંતરમાં અંધારૂં. ટેક.
નાભી કમળપર શુરતા શામળીયા,
અધર તખતપર મારો આપ બીરાજે;
સુખમણા નારી જો સેજુ બીછાવે,
તારે રાસ રમ્યા રંગભીના. હો તમ૦

સાવ સોનાના હરી વાઘા સામલીયા,
પાનેતરમાં રંગ ભીના ભીના સોઇયેરે;
વાલો વીદેશી વરવાને બેઠા,
ત્યારે વીટાણુા સો વરમાળેરે. હો તમ૦
મધુરી શી મોરલી વાગી શામળીયા,
સુતા મંદીરીએ રાણી રાધાજી જાગ્યાં;
જાદવ કુળને એટલું કેહેજો,
બે ચાર દાડા વેલા આવો. હો તમ૦
કોરા કાગળનો કટકો શામળીયા,
મહીં મોંઘી લેખ નોહોતી;
કુંવરબાઈનાં મામેરાં પુરચાં,
તે ઝાબું ભરીને વેહેલા આવ્યા. હો તમ૦
સાચું ઘરેણું મારે તમે શામળીયા,
અવર ઘરેણું મારી નજરમાં ન આવે;
દાસ જીવણ સંતો ભીમને ચરણે
તે દાસને દરશન દેજો.

## ભજન ૨૭

રામ સમર મન રામ સમરલે,
અરે મુર્ખ કર્યું મંન સુતા;
જાગ્રત નગરી ચોર ન લુટે,
જમ મારેગા જમ દુતા. રામ૦
જપ કર તપ કર કોટી યજ્ઞ કર,
કાશી જઇ કરવત લેતા;

મુઆ પછી મુક્તિ નહિં હોવે,
રણમેં સરજે જમ દુતા. રામ૦
જોગી હોકર જટા વધારે, અંગ લગાવે ભભુતા;
દમડી કારણ દેહ જલાવે,
સો જોગી નહીં જમ દુતા. રામ૦
જોગી હોય સો જંગલ રહેવે,
કાળ ક્રોધકું ( દે ) દંડા;
અધર તખતપર આપ બીરાજે,
સો જોગી હુય અબધુતા. રામ૦
સુતા સો નર ગયા ચોરાશી,
જાગ્યા સો નીરભે હોતા;
દાસ જીવણ સંતો ભીમને ચરણે;
અનુભવી અનુભવ લેતા. રામ૦

## ભજન ૨૮

મેં મસ્તાની મસ્તી ખેલું મેં દીવાના દર્શકા;
ક્ષમા ખડગ લઇ આગે હોતું,
મેં સીપાઈ હું મેરમકા. મેં મસ્તા૦
ઘનન ગનન ઘડીઆળા વાગે, તાલ પખાજ અરૂ મૃદંગા
સુન સીખર ગઢ સૈન ચલાવું,
નાચ નચાવું નવ રંગા. મેં મસ્તા૦
રાય આંગણીએ વાંસ રોપાવું, ધીમા ઢોલ બજાવુંગા.
નટવા હોકર નાચ નચાવું,
અણભેપદ લેઈ આવુંગા. મેં મસ્તા૦

મે દાસી સબ સંતન કેરી,
પાઉં પીઆલા અવીનાસી;
ખોજ ખબર તું જો દીલ ભીંતર
રોમ રોમપર લે લાગી. મેં મસ્તા૦
જીવન સુનલો સાધો ભાઈ, કઠિન કામ હે વેરાગી;
નુરત સુરતકી સાન ઠરાણી,
સકળ ભરમના ભે ભાગી. મે મસ્તા૦

## ભજન ૨૯

અમારા ને અવગુણરે, ગુરૂજીના ગુણ ઘણારેજી,
અમારા અવગુણ સામુ મત જોય. (ટેક)
ગુરૂજી મારો દીવોરે, ગુરૂજી મારો દેવતારેજી;
ગુરૂજી મારા પારસમણીને તોલ. અમારા૦
ગુરૂ મારા ગંગારે ગુરૂ મારા ગોમતીરેજી;
ગુરૂ મારા કાશી ને કેદાર. અમારા૦
ગુરૂજી મારા ત્રાપારે ગુરૂ મારા તુંબડારેજી
ઈ તુંબડે ઉતરીએ ભવ પાર. અમારા૦
ઝાલીડાં મેલાવોરે ગુરૂ ગમ જ્ઞાનનારેજી;
ઈ ઝાલીડાં જરણી માંહેલો જામ. અમારા૦
ગુરૂને પ્રતાપે દાસ જીવણ બોલીયાજી;
દેજો અમને સંત ચરણમાં વાસ. અમારા૦

## ભજન ૩૦

દેખ્યા હોય તો કહી બતાવો, મોતી કેસા રંગા હોજી;
ગુરૂ ગમ કરી ગોતો ગગનમાં, ત્યાંછે ગુપ્ત ગંગા. દેખ્યા.

ઘુવડ ગુરૂને છીપા ચેલા, દીવસે નહીં પગ ડંડાજી,
અગમ ભાખે પણ ગમ નહિ નરને,
આપ વખાણે અખંડા. દેખ્યા.
દીપક ગુરૂએ જ્ઞાન બતાવ્યું,
નામ પ્રતાપ નવડંડાજી;
પીંડ બ્રહ્માંડમેં અપરંપારા,
નહિં સુરજ નહિ ચંદા. દેખ્યા૦
કયાંસે આયા કયાં સમાણાં, એહી બડા અચંબાજી
મોતી ન નિરખ્યાં પીયુ ન પરખ્યા,
આપ ભયા આનંદા. દેખ્યા.
આત્મ ચીન્હો અનુભવ પામ્યો,
મટી ગયા સોય ફંદાજી.
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
ધ્યાની પુરૂશના ધંધા. દેખ્યા.

## ભજન ૩૧

જાવું છે મરી મેરમ જાવું છે મરી, લે લગાડી રામ ભજીલે.
મેડા મંદીર માળીયાં તારાં જાશેરે પડી,
કાચી કાયાનું સ્થુલ બંધાણું, જાણે ધુળની ધુળ ઘડીરે. મેરમ.
સગું કુટંબ તારૂં લુટવા લાગે, કાંનની કડી,
કાઢો કાઢો એને સહુ કહે, હવે રોકો માં ઘડી. (૨) મેરમ.
કુલની ધોડે કુલી રહ્યા છે, જાણીએ ગરથમાં ગળી.
જમડા આવશે જીવ લેવા, પછે ભાગશે નળી ભાગશે નળી.મેરમ
સાધુની સંગ ગુરૂની સેવા ઈ વાત છે ખરી,

દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે,
જન્મ જાય ટળી—જન્મ જાય ટળી. મેરમ.

## ભજન ૩૨

મારો બાળપણાનો બેલીરે, મારી કાયાનો સંઘાતીરે.
જેણે પ્રીત જગતમાં કીધી.
વહાલા મારા પહેલી પ્રીત ધ્રુવજીએ કીધી,
જેણે અવીચળ પદવી લીધીરે. જેણે૦
વાલે મારે ભાવે ભાજી વીદુરની ખાધી;
જેને સંગતે ગુણકા સીધીરે; જેણે૦
વાલે મારે જલમાં ગજે બુમ કીધી,
તેની તરત ખબર લીધીરે. જેણે૦
વાલો મારો વંદરા તે વનના વાસી
એમ બોલ્યા જીવણદાસરે. જેણે૦

## ભજન ૩૩

મારે બાળપણાની પ્રિતુંરે, પુર્વ જનમની પીતુંરે,
ઓધા મોહોલ આવોરે,
જોઈ જોઇ વોરીએ જોત્યું, બીબા વીના પડે ન ભાત્યુંરે
બાર ઝીલે ભીતુંરે. ઓધા મોહોલ.
તમ વિના નથી રોવાતું, વાલમ આવો કરીએ વાતું.
આવી છે એકાંતુંરે. ઓધા મોહોલ.
દાસ જીવણ સંતો ભીમને ચરણે, વારણા લઉ વારીવારી
ગરીબ ગવાણીરે. ઓધા મોહોલ૦

## ભજન ૩૪.

ઉસી ઉધારા તારા કેટલાક રડશે વાહાલા,
ખોલીયું લીધું છે માગી ભાડે. ટેક.
એવો મોઘો મુલો મનખો મેલીને જાવું છે એક દહાડે.
સગું રે કુટુંબ તારૂં ઝાંપલા સુધી વાલા,
મીત્રો વળાવી આવ્યા ઉજડ પાડે. ઉસી૦
દેહના ડુંગર તારા ડોલવા લાગ્યા વાલા,
વચને બંધાયા દેહિએ કાચો નાડે. ઉસી૦
દાસ જીવણ સંતો ભીમને ચરણે વાલા
સાધુ વોળાવા કોઈ નહી પાડે— ઉસી૦

## ભજન ૩૫.

સત ગુરૂ મળીયા એના સંશય ટળીયા,
મારી ભય ભ્રમણા લાગી
જીવેરામ ભે ભ્રમણા ભાગીજી. ટેક
જ્ઞાન ગબરૂં મેંતો કંઇ નહિ જાણ્યું.
મારી સુરતા સાહેબશું રે લાગી.
જીવેરામ સુરતા સાહેબ સુરે લાગી,
નાભી કમળસે નાવ ચલતહે,
જળ હળ જોત્યુએ જાગી; જીવેરામ. ૨
નરતો સનમુખ ચાલે.
કાયર જાશે ભાગી. જીવેરામ. ૩
બીજડી બંદુકડી ને પ્રેમ પલીતો,
અમને જ્ઞાન ગલોલી લાગી. જીવેરામ૦ ૪

દાસ જીવણ સંતો ભીમને ચરણે વાલા,
સંત મલ્યા સુહાગી. જીવેરામ. ૫

## મીરાંબાઇ ૩૬

બારતો ધણીનો દીનાનાથ, વાતું અમે કેમ કરીએ.
લટમાં આવું ને લટકામાં જાવું, લટકામાં સમજાવું ૧
એક ઠેકાણું તમને એવું બતાવું તે, બે ઘડી ઉભા રહેજો રે;
સુખ દુખની આપણ વાતું કરીએ વાલમ, જોબન જાય રસ લેવારે ૨
સોના ઉંઢણી ને રૂપલાનું બેડું, હાથમાં જળ જમુનાની જારી
રાણી રાધાજી જાણે પાણીડાં ચાલ્યાં, જાણે સોળ વરસની નારી ૩
સોળે શણગાર તારે અંગે બીરાજેને, હાથમાં સોનાકેરો ચુડો
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, વહાલો વર છે રૂડો. ૪

## ભજન ૩૭

નીત નીત ભજવું તારૂં નામ તારૂં નામ મારા શામરે
પ્રેમ થકી મને પ્રભુજી મળ્યા હોજી, નીત નીત
કાંઇ નવ સુજે ઘરનાં કામ મુને કામ; પ્રેમ૦
આ કાંઠે ગંગા વાલા ઓલે કાંઠે જમના.
વચમાં ગોકલીયું રૂડું ગામ–રૂડું ગામ. પ્રેમ
સુની સેંજડીઆં મોરી નીદ્રા ન આવે વાલા,
ભાતરે ભાતનાં ભોજન પીરસીયાં વહાલા.
જમવા ન આવે ઘેલો શામ ઘેલો શામરે. પ્રેમ
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા;
છેલ્લી બાકીના રામ રામ રામ રામરે. પ્રેમ

## ભજન ૩૮

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઈ અમે બાળકુંવારારે; કા.
જળરે જમનાના હુંતો, ભરવા ગઈતીરે.
કાનુડે ઉડાડયાં આછાં નીર—ઉડયાં ફરરરરરરે. કા૦
જમુનાને કાંઠે વાલે રાશ રચ્યો છેરે,
સોળસે ગોપીમાં ઝાલ્યાં ચીર—ફાટયાં ચરરરરરે. કા૦
હું તો વરણાગી કાના તારારે નામનીરે;
કાનુડે તાણીને મારયાં તીર વાગ્યાં—અરરરરરે. કા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
કાનુડે બાળીને કીધાં બાખ—ઉડી ફરરરરરરે. કા૦

## ભજન ૩૯

જુનું થયુંરે દેવલ જુનું થયુંરે, મારો હુંસલો નાનોને દેવલ જુનું થયું
આરે કાયા હંસા ડોલવાને લાગી, દાંત ગયાને માંહે ખુરીયાં મારો
આરે કાયા હંસા પડવાને લાગી.
ગયો હંસને પાંજર પડયુંરે રહ્યું, મારો.
તેવ તેવડીરે હંસા મળી ગોવાલણ, તેશું મનડું મારૂ મોહ્યું મારો.
મીરાં કહેપ્રભુ ગીરધરના ગુણ, પ્રેમના પ્યાલા તમનેપાઈપીઉ. મા.

## તોળીરાણી ૪૦

જેસલ કરીલે વિચાર, માથે જમ કેરો માર;
સ્વપના જેવોછે સંસાર, એમ તોળી રાણી કરેછે પોકાર
આવોને જેશલરાય, પ્રેમથકી આપણ મળીએ;
પુરા સાધ્ય હોય ત્યાં, જઈ ભળીએરેજી. ૧
અનુભવ આવીઆ અવતાર, માથે સતગુરૂ ધાર;

જાવું ધણીને દ્વાર, બેલડી ઉતારે ભવપાર. આવે૦
ચાંદો સુરજ વસેછે આકાશ, નવલખ તારા એની પાસ;
પવન પાણીનો પ્રકાશ, સહુ લોક કરે તેની આશ. આવે૦
ગુરૂના ગુણુનો નહિ પાર, ભક્તિછે ખાંડા ધાર;
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર. આવે૦
છીપુ સમુદ્રમાં થાય, વાકી ધન્યરે કમાય;
સ્વાંતીના મેહુલા વરસાય, ત્યાંતો સાચાં મોતી થાય. આવે૦
મોતી એરણુમાં એરાય, માથે ઘણુ કેરો ઘાય;
ફુટે ફટકીયાં કેહેવાય, સાચાની તો ખબે ખબર થાય. આવે૦
જીવની ગતી ગુરૂની પાસ, કેવી કસ્તુરીની બાસ;
તોળીરાણી તેજના અંબાર, સેવકોની લેવા આવે લાજ. આવે૦
નવલખ કોથળીયું બંધાય, તેતો ગાંધીડા કેહેવાય;
હીરામાણેક હાટે વેચાય, તેતો મુલે મોંઘા થાય. આવે૦
નીત્ય ઉઠી નાવાને જાય, કોયલા ઉજળા ન થાય;
ગુણકાનો બેટો બાપ કોને કેહેવા જાય માવડા એએ કણુ ન વેડાય;
દેખા દેખી કરવાને જાય, એતો અધુરીઓ કેવાય;
હાથમાં દીવો લઈ કુવે પડવા જાય,
ચાર જુગની વાણી તોળી રાણી ગાય. આવે૦

## ભજન ૪૧

તમે વીશ્વાસી નર વેઠયા મારા રાજરે,
નર નુગરાસે નેડો ન કરીએજી. ટેક.
હંસલોને બગલો બેઉ એકજ રંગાજી, બેઠા સરોવરની પાળ.
હંસાને ચારો સાચાં મોતીનોજી, બગલો ડોળે કાદવ ગારો.

ચાલુ બજારમાં માણે માણુરાજેરે, નર નુગરાસે નેડા ન કરીએ.
આજ મારા ધણીનો પાટ મંડાણાજી,જળહુળતી જેત્યુ દશ રાણી
ગુરૂને પ્રતાપે સતિતોળલ બોલ્યાંજી, મારા સંત અમરા પરમારેજી

## ભજન. ૪૨

કાડીરાણી તારો સાયબો બતાવ, તોળીરાણી તારો ધણીરેબતાવ
આધભવાની અરજ કરૂ હે જાડેજારેજી. ટેક.
વસ્યો થુલાને વાસ જાડેજા, અણુભવ આડા આવ્યા જાડેજા
એમ તોળલ કેહેછે. ૧
તું તારૂં પાપ પ્રકાશ જાડેજારે, તારી બેલડી બુડવા નહિ દઉ
જાડેજા એમ તોળલ કેહેછે. ૨
હેરણું હેરયાં લખ ચાર તોળલદે મનના મરઘા મારીયા
તોળલદે એમ જાડેજો કેહેછે. ૩
લુંટી કુંવારી જાનો તોળલદે, સાતવીશું મોડ બંધ માર્યા
તોળલદે એમ જાડેજો કેહેછે. ૪
વાળી ગોંદરેથી ગાય તોળલદે, બેનભાણેજુ દુવીઆં
તોળલદે એમ જાડેજો કેહેછે. ૫
ફોડી સરોવરની પાળ તોળલદે, વનમાં મોરલા મારીયાં;
તોળલદે એમ જાડેજો કેહેછે. ૬
બોલ્યા જેસલરાય તોળલદે સંત અમારા પર મહાલેજો
તોળલદે કેહેછે તું તારૂ રૂપ પ્રકાશ જાડેજારે
તારી બેલડી બુડવા નહિ દઉ જાડેજા એમ તોળલ કેહેછે.

## ભજન ૪૩

ફુળે સુજા બાઈડાનો ભાવ હાંરે હાં કાઠી રાણી

સતી તોળલદે અમને તારજો એજી. ટેક.
હાંરેહાં જેશળ જગનો ચોરટો હેજી, ખાતો ચારે ખંડહારે;
સંઘતું કરીએ જેશલ શાધ્યનીહેજી;
વસીએ થુલા ભેગો વાસ હાંરેહાં, કાઠીરાણી અમને તારજોહાંજી
હાંરેહાં સતીરાણી તોળલદે એમ બોલીયાંરેજી
હાંરે જેસળ કપડાં ધોઇને લાવ હાંરેહાં
ઈરે ગારગે સુરામળે હેજી, જેશલ વાળી ઘરે લાવ, હાકાઠી.
હાંરેહાં નથીરે પોગ્યા જેશલ સરોવરે હેજી;
નથી બોલ્યાં નીર મેરે હાથે હાંરેહાં
અવધવચે ઉજળાં હુઈ રહ્યાં,
તોળી તારો સાયબો સશીયાર હાંરેહાં કાઠીરાણી.
હાંરેહાં જેસલે જામેયા રચાવીયો રેજી
મુનીવર મળ્યા લણ બે ચાર. હાંરેહાં
તેમાં તે ધણી મારો આવી મંડયારેજી
જેશલ રેહેજો હુંશીયાર હાંરેહાં.
હાંરેહાં કળીયુગમાં નીધ્યા ધણીરેજી નીંધ્યા છે ટેક શાળ.
હાંરેહાં નીધ્યા સુણીને સાધુ નિરમળ્યોરેજી.
ઉતરે શીર હુવા ભાર. હાંરેહાં
હાંરેહાં જેશલને ધણી મારો આવી મળ્યારેજી
સતિ તોળલને આરાધ.
હાંરેહાં જુનો જાડેજો એમ બોલીયારેજી
તોળી તારો સાયબો સસીવાર. હાંરેહાં

## ભજન ૪૪

કચ્છથી જેશલ ઉમાઓજીરે, મેવાડ માલે આરાધે
મુનીવર મળ્યા મુનીવરા ભોમ આધો આધી એડા
ઉમા જેશલકર મંડચો. • ભાયલા ભાવે મળવો
માલે જેસલને પુછ્યું આપણે હોય ઓળખાઈ
હાથે પંજો દઈને મળ્યા ઈસા ધારયા ભાઈ એડા. ૨
ધરે જુત્યા ધોરી નમે, કુવે કડવા પાણી
આરાધે અમૃત હુવા, ઇતોલ કાઠીરાણી એડા
સાવસોનાની ગુરૂની બારંગી તેમાં રૂપાદે રાણી
માગ્યા માગ્યા મે વરસાવીયા ઇમાલા ઘેર રાણી એડા. ૪
જેસલે વાવી પારસ પીંપળી માલે વાવી જાર,
પાંડુ પીઆલે પરઠીયું ડાળું વરમાંડ જાય. એડા. ૫
પરબત પાખંડમાં, કામડી કોરાણીજી,
આ જુગ જાતાં જાશે નહિ, પીંપળી પરાની. એડા. ૬
ધનવે ડુંગર સંતો પગ ધર્યો, સાધુ લ્યો વીસામો,
ગર ગુરૂજીના બેસણાં થાપના પીરવી, એડા. ૭
ઓ થાન આગે તેર મળ્યા, નવે નાથે આરાધી;
લક્ષમણ ગીરધર બોલીયા, સતધરમની નીશાની. એડા. ૮

## ભજન ૪૫

જાડેજારે તાર તંબુરો સંતિના હાથમાં રેજી,
સતી કરેછે અલકનો આરાધ, જે દી બોલ્યાતા મેવાડમાં;
તે દીના બોલ સંભાળ, જાડેજારે વચન સંભારી વેહેલાજાગજોરેજી
જાડેજારે મેવાડથી માલો રૂપો આવીયારેજી

તે દુખનારે બોલને કાજ, ત્રણ દીવસને ત્રણ ઘડી;
શુરા હોય તો જમ્યા જાડેજારે વચન સંભારી વેલા જાગજોરે
જાડેજારે કાઢી હેડેવારો કાઢી રાણી.
મુવા પછી નરને બોલ્યાના હોય નીમ,
જાડેજારે ધપ ધજાને શ્રીફળ તો ચડે,
આતો છે ખરાખરીનો ખેલ જાડેજા
જાડેજારે આળસ મરડીને જેસલ ઉઠીયારેજી ભાંગી ભાગ્યુનીરે ભ્રાત
જાડેજારે પેલા મળ્યા રૂપા માલને પછે મળ્યાં તોળીનાર જાડેજારે
જાડેજારે માલો પારખને રૂપાપેઢીએરેજી, વોરે હીરાહીરાને લાલ
વચન ચુકયા તો જાશો ચોરાસીમાં, રેહેજો તમે વચનુંની લાર
એમ વચન સંભારી વેહેલા જાગીયા.
જાડેજારે કીધાં લગનને કીધાં છાંટણુ લાગી વીવાહની ખાંત,
કન્યાએ કેસરીયાં પે'રેયાં તો સોડ મીંઢોડાં જાડેજાને હાથવચનને
જાડેજારે જેસલને ઘરેતોળીરાણી બોલીયાંરે, નવી સમાતુ ખોદાય
સહુ વળાવીને પાછાં વળ્યાં, એક ન વળ્યાં તોળલનાર વચનને

## હરચન પુરાણનું ભજન ૪૬

સરસ્વતી માતા તું દીનદયાળુરે, ચરણે નમાવું શીશ ભાઈ
કીરતી કહીએ રાજા હરચન તણીને, વાણી આપોને જુગદીશ;
અકલગતી છેજ તમારીને અરજ સુણો નાથ અમારી ભાઈ ૧
અજોધાપુરીમાં અતિ ઘણેરા રાજા, હરસન દેતો રૂડાં દાન ભાઈ
ઈંદ્રતાપ તેનો જીરવી ન શકયો તે છોડી ચાલ્યો ઈંદ્રાસન ભાઈ
ચાલીને વઈકુંઠમાં જઈને અરજ સુણોને, કમળના નાથ ભાઈ ૨
ઈંદ્રાસન તમે સાચવોને સ્વામી અમથી રહ્યું નવ જાય ભાઈ

હઠ લીધો રાજા હરસનેરે ઈંદ્રાસન તો લેવાય ભાઈ
તેની વારસ તમે કરો; રાયની શી વલે થાય ભાઈ. ૩
સરવે મળીને જ્યારે પરીખ્યાચુકીધાંને, છળવાને હરચનરાય ભાઈ
વિશ્વામીત્ર મુખ વાણી ઓચરીઆ, હું વેગે અજોધામાં જાઉં ભાઈ
છળ્યા વિના એને જો પાછો આવું તો સાતજન્મ શ્વાન થાઉં ભાઈ
મોટાં વચન નવ બોલીએ મુની એમ કહેછે વઇકુંઠરાય ભાઈ
ભુવન છોડે પણ ભક્તિ નવ છોડે એવો સત્યવાદી કેહેવાય ભાઈ
હરખ ઘણો જ્યારે તમને થાય પણ છળાય નહી હરચનરાય ભાઈ
ત્યાંથી વિશ્વામિત્ર ચાલીયાને, આવ્યા અજોધાની માંય ભાઈ
ચરણ પખાળીને ચરણામૃત લીધાંને આદર ઘણેરા દેવાય ભાઈ
સાર લેવા તમે આવ્યા અમારીને,
જે રૂશી બોલ્યો વચન વીચારી ભાઈ. ૬

તુલસીની માળા તારે કંઠ બીરાજેને લ્યોછો રામનાં નામ ભાઈ
રાજરીતું તમે છોડી કરીને આ કરોછો સાધુનાં કામ ભાઈ
પાછુ જ્યારે તમે નથી જોતા વળીને રાજ્યમારી નિશ્ચે હારી ભાઈ
રાજા કહેછે તમે સાંભળો રૂશી મારે રામ રૂદીઆંની માંહી ભાઇ
રાજ છોડું પણ રામ ન છોડું મરને ઉથલપાથલ હવે થાય ભાઈ
હીણીબુદ્ધિ શું ઘો છો અમને, આવું ઘટે નહીં રૂશી તમને ભાઈ ૮
તરત ત્યાંથી જ્યારે ઉઠીયા રૂશી નિસર્યા નગરની બહાર ભાઈ
વરાહરૂપે જઈને વાડીમાં પેઠા, વનસ્પતી ભાંગી અહારે ભાઈ
બુમ તેની હવે શહેરમાં આવીને ત્યારે ચડ્યો રાજાને ક્રોધ ભાઈ
અશ્વરાજાનો જ્યારે ત્યાં હવે તેડયોને બીજે થયા અસ્વાર ભાઈ
સાથે સેના જ્યારે ત્યાં હવે તેડયોને આપે થયા અસવાર ભાઈ

મુખથી હુવે એમ કહેછે રાય તમે સાંભળો સઘળી સૈનાય ભાઈ ૧૦
જેની પાસેથી વરાહ નિસરેને તે .તેની વાંસે જાય ભાઈ
વાતસાંભળીને વરાહ તવ વછુટયો હું જાઉ જ્યાં હુરચનરાય ભાઈ
રેવંત તો રાજાનો ચમકાવીને પોતે ગયા વન સધાવિ ભાઇ ૧૧
ક્રોધ કરીને રાજા હુરચન ચાલ્યા વરાહુની વાંસો જાય ભાઇ
અઘોર વનમાં જઇ અલોપ થયા ત્યાં મળ્યા છે વિપ્રરાય ભાઈ
કહો વિપ્ર તમે શુંરે સુણાવોને
હો પ્રભુ તમે ક્યાં જોવો ભાઈ ૧૨
રૂશી કહેછે તમે સાંભળોને રાજા તમથી કારજ નવ થાય ભાઈ
કુંવારાં બાળક છે વિપ્રનાં તેને કન્યાદાન તો દેવાય ભાઈ
ગાંઠે દ્રવ્ય જોતિ નથી અમારેને તેને માટે અજોધ્યામાં જાઉ ભાઈ
સત્યવાદી સુરોરાજા હુરચન કહીએને મહાદાની તો કહેવાય ભાઈ
જે માગુ તે મુને આણીજ આપેને સારે મારાં કાજ ભાઈ
બીજો કોઈ એવો જગતમાં ન થાયેને
એમ કહેછે રૂષી સાંભળને રાય ભાઇ. ૧૪
રાજા કહેછે તમે સાંભળો રૂષી વસ્યુ હુરચન મારૂં હવે નામ ભાઈ
જે માગો તે તમને આણીજઆપુને સારૂ સઘળાં તમારાં કાજ ભાઈ
વિપ્રને પરણાવો તમે કન્યાદાન દઇએ જ્યારે અમે ભાઈ ૧૫
આલા લીલા જ્યારે વાંસ વઢાવ્યાને ચોરી બંધાવી વનમાંય ભાઈ
વિપ્ર બેઠા જ્યારે વેદ ઓચરેને ચોરીના આંટા ફેરવાય ભાઈ
કન્યાદાન ઘો, હુવે રાય, ત્યારે કારજ સંપુર્ણ થાય ભાઈ ૧૬
કન્યાદાન રાજા હુરસને દીધાંને બાપુ ફેરા ફેરવીઆ વનમાંય ભાઇ
અંથ ભંડારને ભોમકા સરવે, ગજરથ તોરંગ હવે માંય ભાઈ

અજોધા લઇને અર્પણ કીધી ત્યારે રૂશીએ સ્વસ્તિ કીધી ૧૭
રૂશી કહેછે તમે સાંભળો રાજા હું દક્ષણા માગુ અમે રહ્યા ભાઈ
સવાભાર સોનું તમે કયાંથી કાઢશોને ગાંઠે નથીરે જરાય ભાઈ
વિમાસણતમે શું કરો રાય હુવે મુખથી પાડો હુવે નાય ભાઈ ૧૮
રાજા કેહેછે તમે સાંભળો રૂશી મારા અંગ ઉપર હુવે હોય ભાઈ
અજોધામાં મારી અરધાંગના બીરાજેને હાર અનોપમ હોય ભાઈ
ચાલોને વિપ્ર હું તમને આપુંને, તમારાં દરિદ્ર કાપુરે ભાઇ ૧૯
અશ્વરાજાનો જ્યારે આંગકી લીધોને આપે થયા અશ્વાર ભાઇ
રાજા હુરચન પાળા પધાર્યાને ચાલી અજોધામાં જાય ભાઇ
જાણતો નગરીમાંહે કરાવીને તારા રાણી વેલેરાં આવેરે ભાઇ
સ્નાનકરીને સતી તારાદે ઉઠયાંને હુરી હુરી ઓચરે ઘરમાંય ભાઇ
સતી પધારયાં હુવે સ્વામીની પાસે ત્યાં પુછેછે હુરચનરાય ભાઈ
સવાભાર જ્યારે સોનું નથાય તો, સત આપણું હુવે જાય ભાઇ ૨૧
રાણી કહેછે તમે સાંભળો રાજા ધારણ રાખો હુવે ધીર ભાઈ
રૂશીને જ્યારે દાન દીધા વિના ન પીવું આપણે નીર ભાઈ
ત્રણ જણાં લઇ પરઘર વેચાઇને, સતને જાવા કેમ દઇએ ભાઇ ૨૨
સતને કારણ જ્યારે સરવ તજીઆને સુખ સંસારનો સાર ભાઈ
કહે દામો કોની લાલચ ન કરીએ ને નામ તણોછે આધાર ભાઈ
વિશ્વાસે જ્યારે વળગીન રહીએને સત જાવા ન દઇએ ભાઈ ૨૩

## ખંડ બીજો.

રાજ મેલ્યા મંદિર મેલીઆં ને
મેલી હીંડોળા ખાટરે ભાઇ
સતને કારણ જ્યારે ત્રણે સંચરીઆને

બીજી કાશી કેરી વાટ ભાઈ
રાજા રોહીદાસને તારાદે રાણીને
મુખે જપેછે સારંગ પ્રાણી ભાઈ ૧
વાટે ચાલીને વિશ્વામિત્ર કોપ્યા
તમે શીદ ચાલોમાં ક્યાંઈ ભાઈ
ગાઉ ગાઉને વેરે તમે જુજવા ચાલો
જો પુન્ય તમારૂં હોય ભાઈ
એવી વાત જ્યારે તમથી ન થાયે
તો મુખથી પાઠોને નાય ભાઇ ૨
ગાઉ ગાઉને વેર જુજવાં ચાલ્યાંને
આગળ હરચંદ રાય ભાઈ
તેની વાંસે સતી તારાદે રાણીને
વાંસે કુંવર રોહીદાસ ભાઈ
કઠણ પણ જ્યારે આવી છે ત્યારે
એવી તો કપટ રૂશીએ ચલાવી ભાઈ ૩
અનેક અશ્વની જ્યારે અસ્વારી કરતા ને
હાથી અંબાડીએ રાય ભાઈ
અજોધા નગરીનો રાજીયો હવે
પાળો ચાલ્યો હવે જાય ભાઈ
એમ કહેછે સતી તારાદે રાણીને
ભલું કીધું તેં સારંગપ્રાણી ભાઈ ૪
પંખી સઉએ જ્યારે રૂશી પધાર્યાને
આકાશે ઉડ્યાં હવે જાય ભાઈ

સોળ કળાનો જ્યારે સુરજ તપાવ્યો
ધરા ધાણી ધાણી થાય ભાઈ
પગનાં જ્યારે પગરખાં ઉતરાવ્યાંને
અડવાણે પાગે તો ચલાવે ભાઈ ૫
વાટે વિશ્વામિત્રે પરબ બંધાવ્યાને
અન્નપાણીનાં ત્યાંય હવે ભાઈ
શેઠ થઈને જ્યાર સદાવ્રત આપે
પગનાં પગરખાં પેહેરાવે ભાઈ
પંથી જ્યારે ઓરેરાં આવોને
ભોજન જમતાં તમે જાઓરે ભાઈ ૬
પગ બળે જોરે પંથી તમારાતે
પગરખાં પેહેરોને પગમાં ભાઈ
ખાઓ પીઓને બેસો આસન કરો
તમે સુખે શરીરે થાઓ ભાઈ
વિશ્રામ કરો તમે અબઘડી આવો
પછે તમે પંથે સધાવો ભાઈ ૭
રાજા કહે છે તમે સાંભળો શેઠીઆ
અમથી જમ્યું નવ જાય ભાઈ
મારે રૂષિને દાન દીધા પછી
અન્ન પાણી તો લેવાય ભાઈ
અન્ન પાણી તો અમે કેમ લઈએને
સત જાવાને કેમ દઈએ ભાઈ ૮
એટલો ઉતર દઈને ચાલી નિસરીઆંને

ત્યાંથી તે હરચનરાય ભાઇ
તેની વાંસે સતી તારાંદે આવ્યાંને
પુછે પરબીઓ હવે ત્યાંય ભાઈ
પંથી તમે હવે ઓરેરાં આવોને
ભોજનિઆં તમે જમતાં જાવો ભાઇ ૯
આગળ એક હવે ચાલ્યો જાય
બાપુ હમણાં જમીને આંય ભાઈ
સાચું કહોને તમે સુંદરી બાઈ
તમારે શું સગો થાય ભાઈ
સુંદરી કહેછે એ સ્વામી છે મારો
જુઠો બોલ તમારો ભાઈ ૧૦
એ જમ્યા હોય તો ભલેને જમ્યા
મારે રૂશીને દાન તો દેવાય ભાઈ
એટલો ઉત્તર દઇને ચાલી નિસરીઆંન
ત્યાંથી તારાદે ચાલ્યા જાય ભાઈ
ભોજનીઆં જમતા હવે જાવ ભાઈ ૧૧
આગળ બે જણા વગાં જાયને ભાઈ
બાપુ તારા માતને તાત ભાઈ
જમ્યાં ભોજનીઆંને પીધાંરે પાણી
અમ આગળ કરી વાત ભાઇ
અમારો કુંવર વાંસે આવે તેને,
પગમાં પગરખાં પેહેરાવજો ભાઇ
વાટે વિશ્વામિત્રે કપટ કરયાંને ૧૨

કપટ કીધાં ઘણાં મન માંય ભાઈ
તેની મહેનત માથે પડીને
ચાલી ગયા હરચંનરાય ભાઈ
એમ કરતાં સરવે.કાશીએ ગયાને
ચોકમાં જઈ ઉભાં રહ્યા ભાઈ
ખડનો પુળો જેણે શિરપર ધર્યોને
ત્રણે ઉભાં છે હુયાં ત્યાંય ભાઈ ૧૩
સવાભાર હવે સોનાને માટે
ત્રણે જણાં તો વેચાય ભાઇ
ખેલ વિશ્વામિત્ર એવા ખેલતો
સતવાદી સત નવ મેલે ભાઈ ૧૪
કુંવર કહેછે માતાજી મોરી
મુજને રાખો તમે પાસ ભાઈ
મુજથી એકલું રેહેવાય નહી
એમ રૂદન કરે રોહદાસ ભાઇ
વાત વિશ્વામિત્ર એવી સાંભળીને
રૂશીજી બોલ્યા વચન ભાઇ ૧૫
ત્રણે જણાંને નોખાં લઇ લેસુને
અકીકી કોર અકેકું જાવ ભાઇ
બીજી ગલીને બીજે ઠેકાણે
કોઈ કોઈની ભેળું નવ થાય ભાઇ
વાત એવી જ્યારે ચડે ભરાણીને
રૂદન કરે તારાદે રાણી ભાઇ ૧૬

કાશી નજરને ઓંદરેને
પોકારે હરનચશાય ભાઇ
સવાભાર સોનાને માટે
વેચાણા તારાદે ભાઈ ભાઈ
સવાભાર એનું સોનું લીધુંને
દાન વિપ્રને હુવે દીધું ભાઈ ૧૭
સોનું લઇને રાજા સુઈ રહ્યાને
તશુર આવ્યા તે ઠામ ભાઈ
અરધી રાતના ઉપાડી ગયાને
કોનું લેવું હુવે નામ ભાઈ
નિરાશ થઇને નિસાશા નાંખે
સત્ય અમારૂ પ્રભુ રાખે ભાઈ ૧૮
વેશ્યા ઘેર સતી તારાદે વેચ્યાંને
રૂશી ઘેર વેચાણા રાય ભાઈ
વાંસે કુંવર હુવે એકલા રહ્યા તે
વિપ્રને ઘેર જાય ભાઇ
વાંસે વિશ્વામિત્ર પડયા હુવે
ઘેર મહારાજને ન આવે ભાઇ ૧૯
તારાની ટેક હુવે ત્રિકમે રાખીને
તાપ દેખાડયો તનમાંય ભાઈ
વેચાયા રાજાને રાણી
ચાલી પોતે ત્યાં જાય ભાઇ
કઠણ કામ વિશ્વામિત્રે કીધું

પણ સત્ય જાવા ન દીધું ભાઈ ૨૦
સતને કારણે હવે ત્રણે વેચાણાંને
રાણી હરચન રોહીદાસ ભાઈ
કહે દામો એને દુખ ઘણાં પડયાં
ત્રણેજણાં તો વેચાણાં ભાઈ
ગોવિંદની ગતિ નવ જાય જાણી
રૂખી ઘરે ભરે રાજા પાણી ભાઈ ૨૧

## ખંડ ત્રીજો.

દિવસની કરવી ચોકીનેરે
રાતનાં ભરવાં નિરભાઈ
એમ કરતાં કેટલાક દિન વિત્યાને
સુકાઈ ગયાં શરીર ભાઈ
આણુ ઘણો રાજા મનમાં રાખે
તેમ દુખ ઘણેરા પ્રભુ નાંખે ભાઈ ૧
એક દિવસના સમે જાગે રાજા
હરચન ચાલ્યારે જાય ભાઈ
બાર બેડાનું માથે માટલુ લઈને
જળ ભરવાને તે જાય ભાઈ
અકૃત્ય વિશ્વામિત્રે કીધાં
ત્યારે સ્વરૂપ દેડકાના હવે લીધાં ભાઈ ૨
દેડકાં થઈને હવે માટલામાં પેઠા
બાપુ ભાર થયો તેની માંય ભાઈ
જળ ભરી રાજા ઘડો ચડાવે

પણ રતી ઊંચો નવ થાય ભાઈ
વિમાસણ હવે બહુ કરે રાય
પણ તેની શી વલે થાય ભાઈ ૩
જળ ભરતાં હવે જરા પોંચીયુંને
ટાલ પડી શિરમાંય ભાઈ
નિશાળીઆની સાથે કુંવર
આવતા દીઠા હરચનરાય ભાઈ
દેખીને કુંવર ઘણો શોક પામે
પણ દુખના દહાડા નવ વામે ભાઈ ૪
નિશાળીઆ સરવે ઓરારે આવો
વાત કહું તમને આંહી ભાઈ
ઊંડા જળમાં તમે આઘેરા ચાલો
તો ભાર હળવો હવે થાય ભાઈ
સાંભળી રાજા સમજીને રહ્યા
ઉંડા જળમાં આઘા ગયા ભાઈ ૫
તરત રૂશી હવે બહાર નિકળ્યા
ઠેક મારીને જળ બહાર ભાઈ
જળ ભરીને રાજા ચાલી નિકળ્યા
ગયા પોતાને દુવાર ભાઈ
કોપ્યા વિશ્વામિત્ર ભાળીને
કુંવરને નાંખું હવે મારી ભાઇ ૬
ત્યાંથી સરવ ચાલી નિસર્યાને
તેની સાથે કુંવર જાય ભાઈ

કુલડાં વીણુતાં તરત ફટકાવ્યોને
પ્રાણુ છોડયા હવે જાય ભાઈ
વક્રમ વિશ્વામિત્રે કીધાંને
સ્વરૂપ સોરીંગનાં હવે લીધાં ભાઈ ૭
નિશાળીઆ સરવ ચાહીને ગયા
જ્યાં હતી એની માત ભાઈ
કુલડાં વીચુતાં તેને ફટકાવ્યોને
તારો કુંવર પડયો હવે ભાઈ
એમ કહે છે સતી તારાદે રાણીને
ભલું કીધું તે સારંગપાણીને ભાઈ ૮
દીઠો કુંવરને દોટજ મુકીને
ઉપાડી લીધો ઉરમાંય ભાઈ
રંગીલો કુંવર રોહીદાસ મારોને
ખાંતીલો ખાંપણુ વિના જાય ભાઈ
મનના મનોરથ થાવા ન દીધાને
લાવ એક નવ લીધોરે ભાઈ ૯
હાથે કડાં હેમનાં નેરે, શીરપર નવઘરાં સારભાઈ
સરવે શણુગાર તારા શા સંભારૂરે
મને અંગમાં ઉઠે છે ઝાળ ભાઈ
કુંવર તેં તારી બાજી સંકેલીને
મને અભાગણીને એકલી મેલી ભાઈ ૧૦
માતાએ કુંવર કાંધ ચડાવ્યોને
સ્મશાનમાં લઈ હવે જાય ભાઈ

મસાણુમાં રાજા હુરચન ઉભાને
ભોંયનું ભાડુમાગે ત્યાંભાઇ
સોના મ્હોરજો આપો અમને
તો દેન દેવા દઇએ તમને ભાઈ ૧૧
માતાએ ચેજ કુંવરની ખડકી
અગ્નિ મુકી હવે ત્યાંય ભાઈ
પંખી સ્વરૂપે હવે રૂશી પધાર્યાને
જ્યાં બેઠા ઇંદ્રરાય ભાઈ
વાંસે ઝડી હવે મેઘની કીધીને
અગ્નિ ઓલાવી હવે દીધી ભાઈ
અડધું બળ્યું એનું મડદું રહ્યુંને
હવે જળમાં તણાતું જાય ભાઈ
તરત તેમાંથી હવે ઉપાડી લીધુંને
બચ્યુ લે એની માય ભાઈ
મડાં ગાંઠ તો જ્યારે વળી ગઇને
અને ખબર નથી હવે તેને ભાઈ ૧૩
ડાકણુ તારા શહેરમાં આવીને
મડા મસાણુમાં ખાય ભાઈ
વાર તેની તે ટાણે કરોને
નહિંતો શહેર સમુળું જાય ભાઈ
હીણિ બુદ્ધી જઇ એને બતાવે
પણુ મેર મારાજને નાવે ભાઈ ૧૪
સ્વારથીને શહેર સમુલુને

સાથે કાશીનો રાય ભાઈ
નરને નારી ઊરે ધર ઈલી કરીને
ડાકણ જોવા હુવે જાય ભાઈ
મોર આવ્યા વિશ્વામિત્ર ચાલીને
જઇને ચોટલે ઝાલી ભાઈ ૧૫
શીશ ઉઘાડેને ઉભી બજારે
શહેરના મધ્ય માંય ભાઈ
નરને નારીયુ ભેળીથઈ હવે,
ડાકણ જોવાને જાય ભાઈ
ઉગમણે હવે ઝાંપલે આવીને
તેડયો ત્યાં ખીમલો મસાણી ભાઇ ૧૬
સતિએ મોઢું જયારે સ્વામીનું દીઠું
ત્યારે શુદ્ધ વળીછે શરીરમાંય ભાઇ
પતિને હાથે મારા પ્રાણ જો જાશે
ત્યાં ધારણ થઈ હવે ધીર ભાઇ
એમ કહેછે સતી હવે તારાદે રાણીને
ભલું કીધું તે સારંગપાણી ભાઈ ૧૭
ભક્તિને કારણે ભુવન છોડયાંને
તનમન સોંપ્યાં છે શિશ ભાઈ
કહેવામાં એને દુખ પડયાં ઘણાં હજી
ના આવ્યા જુગદીશ ભાઈ
નાથ મારા જાણે નમેરા થયાને
પ્રભુ મારા અપરાધ શા ભાઈ ૧૮

## ખંડ ચોથો

કાશીપુરમાં અચરત દિઠું'ને
અનરથ થયો અપાર ભાઈ
પવિત્ર પુરી શીવશંકર કેરીને
કોપ્યા ઉમીયાનો નાથ ભાઈ
અગ્નિ ઝરેછે નેત્રમાં ભારીને
બ્રહ્માંડ નાખું હું તો મારી ભાઇ ૧
હરિ પોઢયા વૈકુંઠમાં ને
કમળાજી ઢોળે છે વાય ભાઇ
ઉફડકીને પ્રભુજી જાગીઆને
તરત કાશીએરે જાય ભાઇ
કોપ દેખી શંકરનો ભારીને
ગરૂડને મેલ્યા વીસારી ભાઈ ૨
સ્નાન કરી સતી તારાદે આવ્યાને
તુલશી પત્ર મુખમાંય ભાઈ
હાથ જોડીનેરે હાજર થયાંને
હરચન વાળેછે ઘાય ભાઈ
હાથ એના ઝાલ્યા મોરારીને
રાજા બોલ્યા વચન વિચારી ભાઇ ૩
સત્યવાદી રાજા હરચન કહીએને
ટેક મેલે નહિ હવે કયાંય ભાઈ
રાજ ગયું ને રોહીદાસ મરાણો
એવા હાલ માથે થયા ભાઇ

પાછું જ્યારે નથી જોતા વાળીને
વાંસે ઉભા દેવ મોરારી ભાઈ ૪
ક્રોધ કરીને રાજા હરચન બોલ્યાને
હાથ મેલી દ્યોને માહારાજ ભાઇ
એટલા દિવસ તમે ઊંઘી રહ્યાને
ખબર પડી તમને આજ ભાઈ
બળવંતા તમે થાશો બેલીને
વાર કીધી તમે વેલી ભાઇ ૫
રોહિદાસ મુવાને હું રાણીને મારૂં
પછી હું કાઢું મારો પ્રાણ ભાઈ
ટાઢક તમને થાય ઘણીને
સૌ કરશેરે વખાણુ ભાઈ
ભક્તીનો તો મહિમા વધારીને
વાર વેલી કીધી મારી ભાઇ ૬
હસીને બોલ્યા કમળાનો પતી
ધન ધન સત્યવાદી રાય ભાઈ
માગ માગ જે જોઇએ તારે
તુંને આપું હુંતો આંહી ભાઈ
સંકટ તારાં સરવે કાપુને
જે જોઈએ તે તમને આપું ભાઈ ૭
વાત સુણી વિશ્વામિત્ર ભાગ્યાને
તાપ લાગ્યો તનમાંય ભાઇ
કૃષ્ણ કહે એલા કયાં જાઓ કપટને

શીક્ષા આપુ તમને આંહી ભાઈ
ચૌદ અવતાર જાઓ શ્વાનના આખ્યાને
સત્યવાદી બેઉ સંતાપ્યા ભાઈ ૮
વિશ્વામિત્ર તો થરથર ધ્રુજેને
મુખમાંથી બોલે નહીં કાંઈ ભાઈ
હાથ જોડીને રાજા હરચને માગ્યુંને
સાંભળો તે વૈકુંઠરાય ભાઈ
વીશ્વામિત્ર તો અમારો ઝાંઈઓને
અવતાર એકે નવ થાય ભાઈ ૯
હેતે હરીમુખ ઓચર્યા વાણીને
વચન તમારાં સત્ય થાય ભાઈ
રાજા રોહિદાસને સજીવન કર્યાને
ત્રણે ઉભાંછે હવે ત્યાંય ભાઇ
રાજા રોહિદાસને તારાદે રાણીને
દરશન દીધાં સારંગપાણી ભાઇ ૧૦
શંખ ચક્રને ગદા પદ્મ ધરીને
દરશન દીધાં તેમને ત્યાંય ભાઇ
હાથ જોડીને રાજા હરચને માગ્યુંને
સાંભળો વૈકુંઠરાય ભાઈ
ભવોભવ સ્વામી ભક્તિ તમારી
અમને દેજો દેવ મોરારી ભાઇ ૧૧
મુખે માગ્યું તે રાજા હરચનને આપ્યુંને
તુઠયા ત્રિભોવનરાય ભાઈ

સત્ય શ્રી હરીએ એનું રાખ્યુંને
કાશીનગરનીરે માંય ભાઇ
સંકટ એનાં સરવે કાપીને
અવિચળ ભક્તિ એને આપી ભાઇ ૧૨
ગંગા સ્નાન રાજા હરચને કીધુંને
દાન દીધાં ત્યાં ઘણાં ભાઇ
કાશીપુરીમાં કિરતી વધારીને
પછી અજોધાએ જાય ભાઈ
નવે ખંડમાં નામના રાખીને
પુરે એની શાસ્ત્ર સાખી ભાઇ ૧૩
કલ્યાણ રાજા હરચનનાં કીધાંને
સુખ દીધાં સવાઈ ભાઇ
અજોધાપુરીમાં આનંદ વરતાણાને
જુગમાં જશ ગવાય ભાઈ
હેતે કરીને હરીને લઢાવેને
વાલો તેની વારે આવે ભાઇ ૧૪
એક અવધખંડ બીજો વાટખંડ
ત્રીજો કાશી ખંડ કહેવાય ભાઈ
ચોથો ખંડ પુરણ પ્રાપ્ત પ્રભુનીરે
જુગત એવી તો જણાય ભાઈ
ચાર ખંડને ચરણ અઠયાસીને
ભક્તિ વૈકુંઠમાં વાસી ભાઇ ૧૫
સોરઠ ખંડ ગીરનારની છાયાતે

શહેર કુતીઆણાની માંય ભાઇ
કિરતી રાજા હરચન તણીને
દાસ દામોદર એમ ગાય ભાઈ
ગુરૂને પ્રણામ કરીને
કહ્યું કહેવરાવ્યું છે હરી ભાઇ ૧૬

સંપુર્ણ.

## ગણેશનું ભજન ૫૦

જ્યાં દેખું અલેક મેરા રામ,
જ્યાં દેખું સાહેબ તેરા નામ;
સોય માણેક મોરી નજરમાં આવ્યાંજી. ટેક.
ગવરીના નંદ ગણેશ મનાએલા સોય,
હરદામાં હરીને હુલાયા રામ,
તલભર તાળાં રજભર કુંચી,
સંત ગુરૂએ ખોલાયા રામ, સોય૦
ચોરાસી ચવટાને બાવન બજારૂં,
સત ગુરૂએ શેર રચાયા રામ. સોય૦
જલહ જલહ જ્યોત્ય જલતહે,
મોતીના ચોક પુરાયા રામ. સોય૦
સંસાર સાગર મહાજલ ભરીયો,
તારૂણી તાર મિલાયો રામ. સોય૦
મચ્છંદરના ચેલા ગોરખ બોલ્યા,
ખોજ્યા સોનર પાયા રામ. સોય૦

## ચેલૈયા પુરાણુ તથા હાલરડું.

હરી ગુરૂ સંતને સમરિએનેરે, ચાગો ગણુપતિ દેવ ભાઈ;
સમર્યો લખ લાભ દીએ, જેની પ્રથમ પેલી સેવ ભાઈ.
ગુણુ ગાયેરે હરિ ભક્તિના, જેને સ્થંભાય અસમાન ભાઇ
સત વિના સાહેબ ન રીજે, વાંચે વેદ પુરાણુ ભાઈ.
સગાળશા શેઠને ચંગાવતી રાણી, એવાંનિમધારી નરનારભાઈ;
સાધુને જમાડીને પછે જમતાં.
જેનો અહોનિશ ધરમ અપાર ભાઇ
એક સમે એને અટક પડીને, મેઘ મંડાણા મુશળધાર ભાઈ
પરજન ઉઠગો દને આથમ્યોતો, એ સત નવ છોડે શાહુકાર ભાઈ
વરસી રહયો ત્યારે વકિલ તેડાવ્યોને,
દશોદશ ઘોડા જાય ભાઈ.
અભીયાગત વીના મારે અનડાં ન ખપેરે,
એવો કરોને કાંઈ ઉપાય ભાઇ
વાણોતર ચાલ્યા એને ગોતવાનેરે, જોયા નગર હરીદુવાર ભાઈ
તળાવની પાળે એક તપસી બેઠાને,
શેઠને કીધો સમાચાર ભાઈ.
શેઠે કાને સાંભળીનેરે, અણુવાને પગે દોડયા જાય ભાઈ,
પ્રકૃમા કરીને પગે લાગ્યા તો,
હરડામાં હરખ ન માય ભાઇ.
સગાળશા શેઠનુ સત છોડવાને, કોઢીયા થયા કીરતાર ભાઇ
આવી દેવળમાં ઉતર્યાનેરે, દેહ કીધી છે બેહાલ ભાઈ,
દુરગંધ આવેને ભુત ભાગેરે, માંખો મળીયો છે અનેક ભાઈ

તોય ડગે નહી મન શેઠનુંરે, એવી મોટાઓની ટેક ભાઇ.
શેઠે સાયબાને જ્યારે ઓળખ્યાનેરે,
તેના માનવી સુણજો મર્મ ભાઈ.
ભોજલના સ્વામી આરે ભોવન પધારોને,
રાખવા લાજને શરમ ભાઈ.

કડવું (૧).

ચરણ ધોઇને ચરણામૃત લીધાંને, સીધ્યાં સઘળાં કામરે;
કરજોડીને પછે કહેવાને લાગ્યાને, મંદિર પધારો મારા ભાઈ
અતિથી વાણી ઓચર્યાનેરે, સાંભળો સતિ મોરી વાત ભાઇ;
મારી કાયા મારે હાથ નહિં, મને પીડા કરેછે અતપાત ભાઇ.
રથે રેવંતી જોતરૂનેરે, ગાદી નંખાવું ગોપાળ ભાઇ;
તેડી બેસાડૂં તમને ત્રીકમા, તમે મહેરૂ કરોને માહારાજ ભાઇ.
વળતાં અભીયાગત બોલીયાં, મારે ઘોડાનું નથી કામ ભાઇ;
અમે અવીનાશી રહીયે એકલાને (મ) લેશો મારૂં નામ ભાઇ.
પ્રભુ મંગાવું પાલખીને, માંહી ઝાઝી કરાવું જતન ભાઈ;
પવન ન લાગે એવા પડદા બંધાવું,
જેમ રાંક રખે રતન ભાઈ.
મન ગમતી રસોઈ અમે માગી લેશું,
ત્યારે જાશે તમારો ભરમ ભાઈ.
સરભંગી સાધુ એવડી સોચ નહી મારે,
કઠણ હમારાં ખટકર્મ ભાઈ.
વળતાં અભીયાગત બોલીયાં
જો હું આવું નગર મોઝાર ભાઈ.

તારી નારી જો આવે તેડવા,
નિકર બેશી રેહેશું બાર ભાઈ.
હરખેથી હરીજન ચાલીઆનેરે, આવ્યા પોતાને દુવાર ભાઈ;
પત્નીને લાગ્યા પુછવાનેરે, હવે શ્યો કરવો ઉપાય ભાઇ.
સતિ કહે છે સ્વામી હમારાને ઢીલ ન કરશો લગાર ભાઈ.
અબઘડી જાઇએ એને તેડવાનેરે,
એ માનવી નહી પણ મોરાર ભાઈ.
સામૈયા લઇનેરે સાબદા થીઆંનેરે, ગયા પુરવનાં પાપ ભાઈ
ભોજલના સ્વામીને ભેટતાંનેરે, ટળી ગયા ત્રીવીધ્રી તાપ ભાઈ

## કડવું બીજું.

કનક ઇંઢોનીને કંડીઓ, મહીજુગતે બેસાર્યા જદુવીર ભાઈ;
સંઘાલ્તીયે શીરપર લીધાને ભીજાણાં સતી કેરા ચીર ભાઈ.
નગરના લોકજ ટોળે મળ્યાને જોવાને વરણ અઢાર ભાઈ;
અનેક વાણી ઓચરેને હાંસી કરેરે હજાર ભાઈ
ઉનાં જળ મેલીને સ્નાન કરાવ્યાને,
પોઢાડયા પલંગ વિશાળ ભાઈ.
ભાવે કરીને ભોજન લાવ્યાને મીઠા મેવાને પકવાન ભાઇ;
ચંદન ચરશેને ચરણઓશરેને. વીંજણે ઢાળે વાય ભાઇ.
હાથ જોડીને હરીજન ઉભાને આરોગો ભગવાન ભાઇ;
અનુસંદેહ મુને અગ્નિ કરે છે,
મારે છે માટીનો આર ભાઈ
ઓતમ વરણ તમે કેમ કરશોને હૈયે કરોને વિચાર ભાઈ;
કસાઈ વાડેથી તુરત મંગાવીને

મેલી છે લોકની લાજ ભાઈ
ભાગ્ય વિના દીનોનાથ પધાર્યાને ધન્ય ઘડી મારે આજ ભાઈ
નવા નવા રૂપજ અમે ધરીએને રૈએછૈયે વનમોઝર ભાઈ.
અઘોર પંથી મારે આહાર માણુસનો
ઘર માટીનો નથી પ્યાર ભાઈ
નરને નારી એકઠાં મળીયાંને, હવેસી શો કરવો ઉપાય ભાઈ
પ્રભુ જોવાને આવ્યા પારખુને
જો ના પાડીએ તો સત્ય જાય ભાઇ
પુત્રને ચાલ્યા પુછવાનેરે નિશાળે શેઠ શગાળ ભાઈ,
ચેલૈયો કહે છે સત નવ છોડીએ, મરને જડા મુળથી જાય ભાઈ
ભાવે કરીને ભોજલ બોલ્યા, ઘણી અટક પડે ઓળખાય ભાઇ.

## કડવું ૩.

આતે કાયા મારી અંતે પડવાની,
એમ બોલ્યો છે બુધીવંત બાળ ભાઇ
સાધુને હાથે મારૂં મોત સુધરશેને,
ટળશે જનમની જંજાળ ભાઈ.
આગે મોરધ્વજે અંગ વેરાવ્યાને
કરણે કીધાં કાયાના દાન ભાઈ.
શીબી રાજાની માટી છાબે જોખાણીને,
તારે રીજ્યા હતા ભગવાન ભાઈ.
હરચન રાજાને માથે હેલ પાણીનીરે,
દૈવે નાખ્યો તો માથે દંડ ભાઇ.
તોય સત્યવાદી સત્ય નવ છોડે

મરને ભાંગી પડે બ્રહ્માંડ ભાઈ
દધીરૂષીને જ્યારે દેવતા જાચ્યા,
જેના વાસના કરવાતાં વજર ભાઈ.
કુવાડે અંગ માંડયાં કાપવા તોયે,
બોલે નહીં બુધીનો સાગર ભાઈ.
શીર મળે પણ સામો નહિ મળે
મારે ઘેર મોહન થયા છે મેમાન ભાઇ.
આવે અવસર પાછો પગ કેમ ભરીયેને
તન મન ધન કુરબાન ભાઈ.
હાર ન પામો તમે હીમત રાખોને,
જોજો મોટાઓના મરમ ભાઈ
પરમારથ કારણ મરને પ્રાણ હોમાય ભાઈ.
નહિ છોડીએ સત્ય ધરમ ભાઈ.
એટલો પડકારો જ્યારે પીતાને કીધો,
તારે હરિજન થયા હુશીયાર ભાઇ.
સુતનાં વચન સાંભળીને છાતીમાં પડી ગયા સાર ભાઈ,
ચાક ઉપરથી જેમ પીંડો ઉતારે,
એમ ચેલૈએ ઉતાર્યું એનું શીશ ભાઈ.
અરપણ કરીને આગળ ઉભા તારે,
જોઇને રહ્યા જુગદીશ ભાઇ.
બઉ નામી કહે છે બાઇને,
સતિ સજોને સોળે શણગાર ભાઈ.
હસતાં ને રમતાં એણે સમો સુધારોને,

રોતાં નહિરે લગાર ભાઈ.
કળપેલ દાન અમે લેતા નથીને,
એવી આધુની ભારે ટેવ ભાઇ.
ભાવે કરીને ભોજન બોલ્યાને,
તૈયાર આલોને તતખેવ ભાઈ.

કડવું ૪ થું

નવાં નવાં આભુષણ પેહરીને રે,
ચેલૈયો સુધારેરી તેણી વાર ભાઈ.
ભાવે કરીનેરે ભોજન નીપાવેને,
આરે ગો નંદના કુમાર ભાઈ.
શીશ હતું તે તો શીંકે ચડાવ્યુંને,
કાયા ખાણી મારે કામ ભાઈ.
ભુખે માર્યાની ભાળી ભક્તિ તમારી ને,
મને મેલી આવો મારે ઠામ ભાઈ.
ખાડાણીઆમાં શીશ કચરાવુંને,
કીધાં કઠણ વચન ભાઈ,
ઇંદ્રતાપ તેનો જીરવી ન શકયોને,
તોડી ભાગ્યો ઇંદ્રાસન ભાઈ.
જમવા ટાણે જોગેશ્વર બોલ્યા,
સાંભળોને મારી વાત ભાઈ.
વાંઝીયાનાં અનની વરત નહી મારેને,
સુરતે કેમ સમાત ભાઈ.
સંઘાવતી કેછે તુને રમત દેખાડું,

તું માટી થાજે મેહેરબાન ભાઈ.
તું આવ્યો મારૂં સત છોડાવાતો,
હું ઝલાવું તારો કાન ભાઈ.
પાંચ માસનું વીરજ છે મારેને,
વાંઝીયા નથી દીનાનાથ ભાઈ.
સતિએ ઓદર માંડયું ચીરવા,
ત્યારે હરિએ ઝાલ્યા તેના હાથ ભાઈ.
ધન્ય ધન્ય સતિ ધરમ તુમારોને,
મેં જોયું મરણવાનું મન ભાઈ.
પુત્રને વેધી મારૂં સનમાન કીધું,
એમ મુખથી બોલ્યા વચન ભાઈ.
માગ માગ સતિ માગ્યાં આપું,
એમ કેછે કુરણાનીધાની ભાઈ.
આવી કસોટી (મ) દેજો કોઇને,
સ્વામી એ માગું વરદાન ભાઈ.
પરીબ્રહ્મ પોતે પ્રગટ જુવેને,
દીન પાંચમે પાર ભાઈ.
ચેલૈયાને સજીવન કીધોને,
ત્યારે વરત્યો જેજેકાર ભાઈ.
ચેલઈયા આખ્યાન જે સાંભળે,
તેનો વૈકુંઠ હોજો વાસ ભાઇ.
ગુરૂ પ્રતાપેરે ભોજલ બોલ્યા તો,
ધન્ય ધન્ય મારા નાથ ભાઈ.

સમાપ્ત.

## ચેલૈયાનું હાલરડું.

હેરી તારે હાલરડે હડતાળ બાળા ચેલૈયા જીવો ભાઈ.
ચેલૈયા ખમા ખમા; ( ટેક )
હેરીમારા નોંધારાના આધાર,
બાળા ચેલૈયા જીવો ભાઈ. ચેલૈયા૦
હેરીમારે કણુ ખુટયારે કોઠાર,
બાળા ચેલૈયા જીવો ભાઇ. ચેલૈયા૦
હેરીમારે ચાખડીનો છડીદાર,
બાળા ચેલૈયા જીવો ભાઇ. ચેલૈયા૦
એજી મારે હાલરડે હડતાળ, કુંવર ચેલૈયા ખમા ખમાભાઈ
એજી તારા મેહેતાજી જુવે તારી વાટ,
કુંવર ચેલૈયા ખમા ખમા ભાઇ.

સાખી.

અમે જાણ્યું છે ચેલૈયાને પરણાવશું,
જાડી જોડશું જાન.

### ખંડ ત્રીજો.

પણુ ઓચીંતા મરણુ આવીઆં,
સ્વર્ગથી ઉતર્યાં વૈમાન. કુંવર.
લીલી હોજો લીંમડી,
એની સીતળ હોજો છાંય
બંધવ રહેજો બોલણો,
તોય પોતાની બાંય. કુંવર.

## સાખી.

કુવા ઢાંકણુ પાવઠું, જગની ઢાંકણુ જાર,
બાપનું ઢાંકણુ બેટડો એમ ઘરનું ઢાંકણુ નાર. ચેલૈયા.
ફળ વિના ઝુરે પીંપળી, એમ બંધવ વિનાની ઝુરે બેન
પણ પુત્ર વિના ઝુરે માવડી,
એજી તારે પીંગળે પડીએલ ખોટ. બાળા ચેલૈયા.
હે ઘર નમ્યું તો ભલે નમ્યું, વળીતું કયાં નમ્યોજ ઘરનો મોભ,
જેના ઘરમાંથી કંધોતર ઉઠયાં,
તેને જનમો જનમનો શોગ. ચેલઈયા.
હે મેલામાં મેલો દુભડો, તેથી મેલો લોભ;
તેથી મેલો શગાળશા વાણીયો,
એતો મુવે ન પામ્યો મોક્ષ. બાળા ચેલૈયા.
હાથે પોંચી હેમની, વળી ગળે એકાવળ હાર,
જેને આંગણે નહીં દીકરો,
હેરી તેના મંદીરીયા સુનકાર. બાળા ચેલૈયા.
ભાઈ મરે ભવ હારીએ બેની મરે દશ જાય,
બાળાપણુમાં જેનાં માવતર મરે,
તેને ચોદશના વા વાય. કુંવરે.
ચેલૈયાને સજીવન કીધો, લાગ્યો પ્રભુને પાય,
ભોજલના સ્વામીને ભેટતાં પંડના પ્રાયચીત જાય.

## ગોપીચંદનનું ભજન.

### ખંડ ( ૧ )

હરી ગુરૂ સંતને સમરીએને ચોથા ગુણપતિ દેવા,

જેને સમરે સુખ પામીએને વહા તણા ઉપદેવા.
ઓતરા ખંડના રાજીઆ ને ગોડબંગાળા ગામ;
તલકચંદ રાજા રાજ કરે ને ઘેર પતિવૃતાં નાર.
સામે ગામથી ચોર આવ્યાને આવ્યા વન મોઝાર,
વનમાં વસે એક જોગીયોને પ્રક્રમા કરી લાગ્યા પાયજી.
ચોરે ચોર બોલીયાને જઈ બંગાળા માંહી,
સુખે ચોરી કરી આવિયે તો દેશું બાવાને ચોથ ભાગ.
ત્યાંથી ચોર ચાલિયાને આવ્યા બંગાળા પાસ.
મસાણની રાખ લઈને ગયા શહેર મોજાર;
તીજુરીમાં ખાતર દીધાં ગાંઠડી બાંધી ચાર,
કુંચી કમાડની ખોલતાં ભાળ્યો મેણાવંતીનો હાર;
ચારે મન વિચારીયુંને સાંભળો ભાઈ એક વાત.
હાર નાંખશું બાવાની ડોકમાં પાડશું ચોથ ભાગ;
ત્યાંથી ચોર ચાલીયાને આવ્યા વન મોજાર,
હાર નાંખ્યો બાવાની ડોકમાં પુગતો કર્યો ચોથ ભાગ;
પ્રભાત થયુંને ભોરભયો ચોપદાર જાગ્યા તેની વાર,
આપણી તીજોરીમાં ખાતર દીધાં ધન ચોરાણું અપરંપાર;
મોહલમાં જાગી મેણાવંતી ન ભાળ્યો રત્નહાર,
ત્યાંથી દાશી દોડી આવી રાજા આગળ ફરીયાદ.

ખંડ ( ૨ )

કોપ કરી રાજા બોલીયો જાઓ ચોપદાર આણીવાર,
ચોર લાવો સજ કરીને ગોતી લાવો હાર ને માલ.
ત્યાંથી સિપાઇ ચાલીયાને આવ્યા વનખંડી મોજાર,

હાર ભાળ્યો બાવાજીની ડોકમાં સરવે થયા હુંશિયાર,
હાર લઈ સાડીકો ચાલિયોને આવ્યો રાજાની પાસ;
રાતની કરે આવો ચોકીયોને દિવસનો માટે ટોટ,
ક્રોધ કરી કરી રાજા બોલિયાને જાઓ સાડિકો જાય;
એ બાવાને મારી કરીને વેહેલા આવો આંય;
ત્યાંથી સાડિકો ચાલિયોને આવ્યો ચોપદાર પાસ,
રાજાએ હુકમ આપીયો બાવાને મારો ઠાર;
તરવાર બંદુકથી બાવો ન મરે શું કરશું તેનો ઉપાય,
રાજા કને આપણે જઈએને એનો કરીએ ઉપાય,
ત્યાંથી બાવાને લઈને ચાલ્યા લાવ્યા વાડી મોજાર,
તોપને ગોળે બાવાને મારોને શું કરોછો વિચાર;
ત્યારે રાજા બોલીયો સાંભળો ભાઇ વાત.
એ બાવાને નાંખો વાવમાં ઉપર પુરો પથરને લાદ;
ત્યારે બાવાની ગાંસડી બાંધી નાંખ્યો વાવ મોજાર.
ત્યારે જોગીરાજ જાગીયા સાંભળ રાજા વાત;
અમારાં ભજન ચુકાવીયાં સમાધી ખોલાવી આ વાર,
એક માસમાં મૃત્યુ તારૂં થશે લાગ્યા જોગીના શરાપ;
હાથ જોડીને રાજા બોલિયાને સાંભળો જોગી માહારાજ.
તમે કીધું તે કબુલ છે પણ રાજ નિરવંશ જાય;
ત્યારે જોગિને દયા આવીને સાંભળ રાજા વાત.
એક પુત્ર તારે થાશે ગોપીચંદ એનું નામ,
નથી સુણ્યો નથી સાંભળ્યો નહિ કવિ એને ગાય,
ગુરૂને પ્રતાપે ભોજલ બોલ્યા મે ખાડ બીજો પુરો થાય.

## ખંડ ( ૩ )

ઉંચાં મંદિર માળીયાને નીચાં ગોપીચંદ નાથ,
હાથ પગ ચોળે એની સ્રીઓ મોહુમાં રૂએ એની માય;
રાજા ગોપીચંદ જનમીયા વાગી રૂડી વધાઈ
જોશી તેડાવ્યા શહેરના રૂડા જોસ જોવરાઇ;
કયા નખેતરમાં રાજા જનમીયા કેવાં કરશે રાજ,
સાચે મોતીએ વધાવીયા બોલો પંડીતરાય;
ગોડ બંગાળાના રાજીયા ગોપીચંદ એનું નામ.
માતાજી મનમાં હરખીયાંને ઘણાં દીધાં છે દાન;
ધન માલ મુકતાફળ આપ્યા બ્રાહ્મણ અનુસાર.
બાર વરસે રાજા પરણીયાને પરણ્યા છે પીંગળા નાર;
બીજી નારી ત્રણસે સાઠ પરણ્યા રૂડાં ચલાવે રાજ
ત્યારે માતાજી બોલીયાં સાંભળ ગોપીચંદરાજ,
તારી દેહ તારા બાપના જેવી મસાણે પરજલે થાય.
એક સમે નાહાવા બેઠા નીરખ્યું રાજાનું રૂપ;
ત્યારે માતા મનમાં વિચાર કર્યો રોવા લાગ્યાં તેણીવાર.
નહી વાદળ નહી વિજળી ઠંડાં પડયાં અમને નીર,
આપણા શહેરમાં નહી કોઈ દેખીયું માતા,
તું કેમ રોય મોરી માય.
ગોપીચંદ રાજા એમ બોલીયા કેમ કરછ ઉતપાત,
તારે મીણાવંતી બોલીયાંને સાંભળ રાજકુંવર વાત;
એવો બતાવું જોગ તુંને અમર રાખે તારી દેહ.
અડદનાં લાવ્ય તું પુતળાં જા જોગીની પાસ,

આપણી ઘોડારમાં ભોંયરૂં ત્યાં નવસે નાથુનો નાથ
ત્યાંથી ગોપીચંદ ચાલીયા આવ્યા ગુરૂની પાસ
પેહેલું પુતળું મેલીયુંને ગરૂને કર્યો નમસ્કાર;
પહેલું પુતળું ઉડી ગયુંને બીજું કર્યું તૈયાર,
બીજાને જલાવીયુંને ત્રીજું મેલ્યું તેણીવાર;
ત્રીજાને જલાવીયુંને ચોથું ગોપીચંદરાય,
ભુંડું થાશે માતા તાહારૂં અલ્યા બતાવું ઉપદેશ
ત્યારે ગોપીચંદ બોલીયા હવે આવો કુંકો મારા કાન
ત્યારે જુનો જોગી બોલીયા
ગોપીચંદને ધીરજ આવી જાલંધર બાવાને લાગ્યા પાય
ગુરૂ ગુરૂ મારા દેવજી અમને આલોને ઉપદેશ.
બાર બેડાંનો ભાલીયો ગોપીચંદ પાણી જાય;
નાની એટલી મોરી બેનડી મોટી એટલી મોરી માય.
ઘડો ચડાવા બેની અમને
ઘડુલીયો લાવતાં ગુરૂ લાગી વાર.
ત્યાંથી ગોપીચંદ ચાલીઆ આવ્યા ગુરૂની પાસ.
આવાં જલ નુગરા ક્યાંથી લાવ્યો બહુના અડયા હાથ.
એમ કરી ગુરૂજી ઉઠીયા ધોકા માર્યા બે ને ચાર
નથી ગાયોને નથી સાંભળ્યો નહી કવીએરે જોહાય
ગુરૂ પ્રતાપે ભોજલ બોલીઆ ખંડ ત્રીજો પુરો થાય.

## ખંડ ચોથો.

ક્યા મુલકનો તું રાજીઓ, ક્યાં તમારાં ગામ
કોણ રાજાનો બેટડોને, શું છે તારૂં નામ.

ઉત્તર ખંડનો રાજીઓ. ગોડ બંગાલા નામ.
તલકચંદ રાજાનો બેટડોને, ગોપીચંદ મારૂં નામ.
વસ્ત્ર ઉતારી અલગ મેલ્યાં. આંડબંધી આ એની પાસ.
ઝોળી ગંડા પંતર પાવડી, અલેક અલેક કરતા જાય.
હાટે હડતાલ તો પાડીને, ચોરે પડ્યા પોકાર.
ગોડ બંગાલાનો રાજીઓ, જોગી થયા તતકાળ.
રાણી રૂવે રંગ મોહોલમાં, દાસી રૂવે દરબાર.
સેજ પલંગ રાજ છોડી, જોગ પહેર્યા શાને કાજ.
આવી અલેક જગાવીયો, માતા મીણાવંતીને મહેલ.
ભીક્ષા દોને મારી માવડી, ગુરૂજી જો ત્યાં લાગે વાર.
દેશ જાજે પરદેશ જાજે, જઈશ નહિ બેનીને મહેલ.
માતા રૂવે રૂદન કરેને ભલો ભજાવ્યો લેખ.
ત્યાંથી ગોપીચંદ ચાલીઆ, આવ્યા પીંગળાને મહેલ.
ભીક્ષા આલોને મોરી માવડી, ગુરૂજી જોતાં લાગે વાર.
ગાંડો થયો રાજા મફર ખાધી, ગાંડો બંગાળાનો રાજ.
મારા રાજાને કોઈકે કારણ કીધાં, કહાવું આણીવાર.
ગાંજો નથી પીધો માતા મફર નથી ખાધી,
ગાંડો નથી બંગાલાનો રાજ.
ભીક્ષા લઈ રાજા ચાલીઆ, ગયા ગુરૂજીને પાસ.
પરક્રમા કરી પાયે લાગ્યા, ગુરૂએ કીધો ઉપદેશ.
ત્યાંથી ગુરૂ ચેલા ચાલીઆ આવ્યા કાશી મોઝાર.
ગંગા નાહ્યા ગોમતી નાહ્યા નિર્મળ નીર.
તીરથ કરી આવીઆને ગયા બેનીને દેશ.

સારી રીતે ગુરૂને પુંજ્યા ગોપીચંદના ઉતરાવ્યા ભેખ.
ત્યાંથી અસ્વારી મોકલી આવ્યા બંગલા મોઝાર.
બાર વરસ રાજા રાજ કર્યોને, જનમના જોગી.
ગાય શીખે સુણે સાંભળે, વૈકુંઠમાં હોજો વાસ.
ગરૂને પ્રતાપે ભોજલરામ બોલીયા, ખંડ પુરો થાય.

## પદ પ્રભાત.

પ્રાણપતિ પરમેશ્વર મહારા સુણીયે અરજી અમારીરે—ટેક.
અધમઉધારણ પતિતપાવન, દેવ કહે વિસ્તારીરે;
ઝુંડ થકી ગજરાજ ઉગાર્યો, તારી ગુણકા નારીરે—પ્રાણ.
પંચાળીનાં પટકુળ પુરયાં, મેહેર કરી મોરારી;
પ્રેહેલાદ માટે સ્થંભ પ્રગટયા, અર્ભક લીધો તારીરે—પ્રાણ.
રંકા વંકા સજન કસાઈ, ભેટ કરી ભય હારીરે;
તેલ કઢા ટાઢી કરી ત્રીકમ, સુધનવાને ઉગાર્યોરે—પ્રાણ.
કોટી ભક્તનાં કામ કરોછો, દયા દીલમાં ધારીરે;
ગુરૂ ગણપત ગોવિંદને ગાતાં, સેજ તરે સંસારે—પ્રાણ.

## ગણપત ભજન ૫૧

( રાગ—આવોને જેસલરાય. )

કરીએ સત્યનો વિચાર,
સતિયા હોયે નરને નાર,
સત્યે ચાલે છે સંસાર,
સત્યે મેઘ વરસે ધાર.
આવોને જેસલરાય,

આપણુ જ્ઞાન સંભાળીયે,
એવી પ્રેમની તો રીત.
રૂડી પાળીએ હેજી. આવો૦ ૧
બગલો હંસ જેવો થાય,
નિત્ય નીર નાવા જાય;
જઈને ઉભુરે એક પાય,
ચીતમાં માછલાં ચાહાય. આવો૦ ૨
પીતળ પીળું તો દેખાય,
જ્યારે સોની પાસે જાય;
એતો અગ્નિમાં તપાય,
તારે તેની કીમત થાય. આવો૦ ૩
મોતી મિણુયા કેવાય
એનું નિર ઉતરી જાય;
ભાંગે કદી ન સંધાય,
એનું મુલ તે શું થાય આવો૦ ૪
હીરો ઝવેરી ઘેર જાય,
જ્યારે હરણુમાં હોમાય;
ખમશે ઘણુ કેરા ઘાય,
તારે મુલથી વેચાય. આવો૦ ૫
જ્યારે સભાઓ ભરાય,
સાચા સંત ભેગા થાય;
સત્યની છાપ તો દેખાય,
ત્યારે ભક્ત તો કહેવાય. આવો૦ ૬

ગુરૂ નિગમ વિના ગાય,
એતો મુરખ કેહેવાય;
એનો મોક્ષ તો નવ થાય,
નુગરા નરકમાં જાય. આવો૦ ૭
પ્રેમનાં પાપ તો મંડાય.
જસની જોત્ય તો પ્રગટાય;
મનની માંડવી રચાય,
દિલ સુધ દાન તો દેવાય. આવો૦ ૮
ગંગા સમુદ્રમાં જાય,
તારે એક રૂપે થાય;
તેમાં નર ને નારી નહાય,
તેનો મોહોટો છે મહિમાય. આવો૦ ૯
આસન પદમ તો બંધાય,
સોહંમ જાપ તો જપાય;
તારે સીધ કારજ થાય,
ત્રિકુટી ધ્યાનમાં દેખાય. આવો૦ ૧૦
તૃષ્ણા તરત તુટી જાય,
આત્મરૂપ તો ઓળખાય;
તે તો જીવનો શીવ થાય,
એને ગુરૂ ગણુપત ગાય. આવો૦ ૧૧

## ભજન પર

જુના ધરમ લ્યો જાણી, મારા સંતો જુના ધરમ લ્યો જાણી; ટેક
નદી કીનારે કોઈ નર ઉભો, તરસ્યા નહી સમાણી હેજી;

કાંતો આળસુ અંગ એહનું, સરીતા ખરે સુકાણી,-મારા.
કલ્પતરૂ તળે કોઇ જન બેઠો, ક્ષુધા ખુબ પીડાણી હેજી;
નહી કલ્પ એ બાવળીઓ કે, ભાગ્ય રેખ ભેળાણી—મારા૦
સદગુરૂ શેવે શીશ નવ સુધર્યો, વિમળ મળી નહી વાણી હેજી;
કાં ગુરૂજી છે જ્ઞાન વીનાના, કાં પાપી એ પ્રાણી.—મારા૦
ભક્તિ કરતાં ભય દુઃખ આવે, ધીરજ નવ ધરાણી હેજી;
કાં સમજણ તો રહી છે છેટે, નહી નામ નિરવાણી—મારા૦
ચીંતામણી મળી પણ તોહે, ચીંતા નવ ઓલાણી હેજી;
નહી ચીંતામણી નકી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી-મારા.
મળીયું ધન તોએ મોજ ન માણી, કહું કરમની કાણી હેજી
કાંતો ભાગ્ય બીજાનું ભળીયું, કાંતો ખોટી કમાણી.—મારા૦
અમૃત મળીયું પણ અમર થયો નહી,
પીવાની જુકતી નહી જાણી હેજી;
કાંતો ઘટમાં ગયું નહી કે, પીવામાં આવ્યું પાણી.-મારા૦
ધર્મને કર્મ ભકતી જાણે, ભેદ વિના ધુળધાણી હેજી.
કહે ગણપત સમજી લ્યો સંતો, પુરી પ્રીત સમાણી-મારા૦

ભજન પ૩

રૂદીયે હીંમત ધરો મારા હરીજન.
રૂદીયે હીંમત ધરિયે હેજી. ટેક.
જાયું તે તો જરૂર જવાનું,
વીઠ્ઠલ વરને વરીયે હેજી;
શીર માટે સદગુરૂ મળે તો,
પાછી પુંઠ નવ ફરીયે. હરી૦
હરી ભજવામાં હીંમત રાખો,

દુરીજનથી નવ ડરીયે હેજી;
માહા પંથનો મારગ મોટી,
અવર ઠામ નવ ઠરીયે. હરી૦
સમરણ કરીયે સોહંમ રામનું,
વેદ વચન ઉચરીયેજી
આપ અજંપા જુગતિએ જપીએ
ધ્યાન હરીનું ધરીયે. હરી૦
અમૃતરસ અખંડ સ્વામીનો
ભેદ જાણીને ભરીએ હેજી
સદા બ્રહ્મ ભરપુર ભર્યો છે,
અનુભવને આદરીએ. હરી૦
કાચા કુંભ સરીખી કાયા
જાતાં વાર ન લાગીએ હેજી,
ગોવીંદજીના ગુણ લાવ્યા તો
ભવજલ પાર ઉતરીયે હેજી, હરી૦
મનુષ્ય જન્મ મળ્યો છે મોંઘો
ફંદમાંહી નવ ફરીયે હેજી;
નાભીકમળથી ચલીરે સુરતા,
શ્વાસ ઉસાસે સમરીયે, હરી૦
સાચો સંત સમાગમ કરીયે,
વાણી વિમળ ઉચરીયે હેજી;
કહે ગણપત સદગુરૂને સેવો,
પંથ બીજા પરહરીયે. હરી૦

## ભજન ૫૪

અગમ પંથ નીરવાણી મારા સંતો,
અગમ પંથ નીરવાણી હેજી. ટેક.
એક થકી અનેક બન્યા ભાઈ,
સહુ પંખી પશુને પ્રાણી હેજી
કર્મ સંયોગે યોગ કહાવ્યા,
વેદ ધર્મ પરમાણી. મારા૦
પતિવૃતા જેમ પતિ તજીને.
પરમ પુરૂષ લે જાણી હેજી;
જાર ધર્મએ જીવનો જાણે,
પડે ચોરાસી ખાણી. મારા૦
એક ગુરૂને એકજ ઈશ્વર,
એક નામ નીશાની હેજી,
એક ટેક ને એકજ ધારે,
પત ભકતી સમરાણી. મારા૦
પરંપરાની પાર પ્રભુનો,
વીરલે વાતો જાણીહેજી,
અજર અમરરસ કોઈ જન જીરવે;
મરજીવા લે માંણી, મારા૦
સદગુણ નીરગુણથી તો ન્યારો,
ગુણાતીત ગુણ ખાણી હેજી,
જે વસ્તુ જેનાથી ઉપજે,
તે તો તેમાં સમાણી. મારા૦

કોટી કલ્પથી જન્મ મરણુ છે,
ઉર ભક્તિ નવ આણીહેજી,
ગુરૂ ગમ વિના ગોથાં ખાધાં,
મુવો મતને તાણી. મારા૦
જહહળ જયોત્ય નીરંતર જળકે,
સુરતા ત્યાં ઠરાણી હેજી;
મુળ ધારથી બ્રહ્મરંધમાં,
પીયે ચડીને પાણી. મારા૦
અકળ સકળ ઘટ વ્યાપક સંતો,
પરખો પુરૂષ પુરાણીહેજી;
કહે ગણપત સદગુરૂની સેવા
અખંડ ઉરમાં આણી. મારા૦

## ભજન ૫૫

નમીયા સો નર ભારી,
મારા સંતો નમીયા સો નર ભારી. ટેક.
પાંડવ સત્ય ધર્મને પાળે,
કૌરવ થયા દુખકારી હેજી,
દગો કરીને દ્યુત રમાડયા,
પાંડવ બેઠા હારી. મારા૦
હરીચંદ્ર હેરાન થયા પણ,
ધીરજ ઉરમાં ધારી હેજી,
સતીયાયે તો સત નવ મેલ્યુ,
મળીયા દેવમોરારી. મારા૦

જનકવીદેહી જુગમાં દેખ્યો,
વેરાગને જઊં વારી હેજી,
એક હાથ તરીયા તન ઉપર,
બીજે અંગની ઝારી. મારા૦
બળીરાય સરખો કોઇ બળીયો,
બળનેજ ઉંબ હારી હેજી,
તન મન ધન અર્પણુ કરી દીધું,
સત્ય રાખ્યું સંભારી. મારા૦
અમરીખ ભક્તિ અતિ આદરી,
દાસી દાસ નરનારી હેજી,
શીરને સાટે સેવા કીધી,
ભેટયાં ત્યાં ભય હારી. મારા૦
મુરધ્વજરાય માહા સત્યવાદી,
દયા દિલ ઉતારીહેજી,
તન તરીયાયે મુસ્તક વેહેરયું,
પરએપરઉપકારી. મારા.
રતિ દેવની રીત્ય રૂપાળી,
મનને નાંખીયું મારીરે હેજી,
ઉપોશણુ અડતાળીશ દીનનાં,
તોયે ટેક ન વીસારી. મારા૦
લઘુતાઈ છે સૌથી મોહોટી,
જુઓ વેદ વિચારી હેજી,
ગુરૂ ગણુપત ગોવિંદને ગાવા,
અમટ કહું પોકારીરે. મારા૦

## ભજન પદ

મરજીવા રસ માણે મારા સંતો,
મરજીવા રસ માણે હેજી. ટેક.
કઠણુ દુધ છે વાઘેણુ કેરૂં,
પીવા ઇચ્છા આણે હેજી,
નીજ બાળક વીણુ કોઈ જન ચાહે,
પ્રાણુ તજે તે ટાણે. મારા૦
માહુરોગ જેના મનમાં
ભુખ્યો રહે મરે બાણે હેજી,
અમર અજર રસ કેરાં સુખ તો,
વીરલા વાંતો જાણે. મારા૦
ગુરૂ ગમ વિના ગોથાં ખારો,
પટકો પારસ પાણેરેજી,
હરી હીરો હૃદયમાં રાખો,
જેને વેદ વખાણે. મારા૦
જનમ મરણનું દુખ છે જબરૂં,
પુર્વનું પુન્ય પ્રમાણે હેજી.
સાકુટનું ધરા તે શું સમજે,
મુરખા મનને તાણે. મારા૦
શીર સાટે સદ્ગુણ શોભે,
પામે પદ નિરવાણે હેજી.
ગણુપત ગુરૂ ગમ જે જન જાણે,
આગળની ઓળખાણે. મારા૦

## ભજન ૫૭

ક્ષમા ખડક કર ધારે, મારા સંતો ક્ષમા ખડગ કર ધારો, ટેક.
સત્ય શમશેરને બાનું બરછી, જ્ઞાન ઘોડો શણગારો હેજી;
લક્ષ લગામ ને પ્રેમ પલાણું, ચિંતનો ચાબુક મારો. મારા.
ધીરજની ઢાલ ભજનનો ભાલો, સતનો બકતર સારોહેજી;
કાયા નગરમાં મન મેવાસી વેગેથી વિડારો. મારા.
કામ ક્રોધને મોહ મમત એ, વેરી તમારાં વારોહેજી;
જો જીવ્યા તો જગ જશ પામો, હારો તો નરક સુધારો. મારા.
વિચારમાં આયુષ વહિ જાશે, એનો શો ઉધારોજી;
જુગ જેવી પળ એક જાય છે. ગુરૂનું જ્ઞાન વિચારો. મારા.
આ ભવમાં આત્મ આવ્યો એને તો ઉગારોહેજી;
ગણપત કહે ગોવિંદ ભજો તો, આવે દુખનો આરો. મારા.

## ભજન ૫૮

દીવસ થોડાને જાવું દુરરે. પંથીડા પ્રાણી
દીવસ થોડાને જાવું દુરરેજી.
સંતો ભાઇરે ઉઠયા ઉતાવળાને ભુલારે પડીયા તો,
થયું છે અતિ અસુરરે. પંથીડા૦
સંતો ભાઇરે પરવારતાંમાં આવિરે પોગ્યો તો,
કાળ કઠણ વેહેરી ક્રુરરે. પંથીડા૦
સંતો ભાઇરે કોટી જન્મ થકી બિજડાં વાવ્યાં તો,
ઉગ્યા નહિ અંકુરરે. પંથીડા૦
સંતો ભાઇરે આરે સંસાર છે સુપનાની બાજી તો,
જુઠો જાણો જરૂરરે. પંથીડા૦

સંતો ભાઇરે કોટી જન્મ થકિ કષ્ટ પડે છે તો,
ભવ ભાર્યો ભરપુરરે. પંથીડા૦
સંતો ભાઇરે અતિ વિકટ છે માર્ગ આડા તો,
લુંટાયા કહિ શુરરે. પંથીડા૦
સંતો ભાઇરે કહે ગણુપત તમે ગોવિંદ ભજી લ્યો તો,
નરહરી રાખે નુરરે. પંથીડા૦

ભજન ૫૯

સમરી લે સરજનહારરે, પંથીડા પ્રાણી
સમરી લે સરજનહારરેજી. ટેક.
સંતો ભાઇરે નાભીકમળથી સુરતાને સાધી તો,
ગગન મંડળ મોઝારરે. પંથીડા
સંતો ભાઇરે શુન્ય શીખરમાં ભમર ગફા છે તો,
ત્યાં રહેવાનું ઘરબારરે. પંથીડા.
સંતો ભાઇરે ત્રિકુટી કમળામાં જોતિરે જગકે તો,
તે શું મેળવ્યા એક તારરે. પંથીડા.
સંતો ભાઇરે શ્વાસોશ્વાસે સ્મરણુ કરીલે તો,
મટશે તે જમનો મારરે, પંથીડા.
સંતો ભાઇરે જન્મ્યા પેહેલું જેને પય જમાવ્યું તો,
માતાના તન મોઝારરે. પંથીડા.
સંતો ભાઇરે કરતાયે કાયા કેવી બનાઈ તો,
એનો ભુલ્યો ઉપગારરે;
સંતો ભાઇરે ગણુપત કેહે ગુરૂ દેવ મળે તો,
સેજે તરો સંસારરે. પંથીડા૦

## ભજન ૬૦

અખંડ અનાદીરે, અનુભવી જે હશેરેજી
કરશે તેતો ભક્તિ કેરૂ કાજ, સદ્ગુરૂ સેવો સાચા સંતનેરેજી
એવી જેને લોકડીયાની લાજ. અખંડ૦
સદ્ગુરૂ શબ્દેરે, કાળજ વીંધીયુંજી;
પ્રગટયો જેને પુર્ણ બ્રહ્માનંદ, મન જેનું આનંદીરે;
સદા સત સંગમાંરેજી, પડે નહિ પાછો કદી ભવફંદ. અ૦
પ્રેમ તણો પ્યાલોરે, પીધો જેને પ્રિત્યથીરેજી;
રાખી જેને રૂદીયામાં રૂડી રિત્ય, શીરને તો સાટેરે;
સેવો સાચા સંતનેરે, હોય કાં પુર્વ જન્મની પ્રિત. અ૦
ભક્તિને તો ભાવેરે, ભુદર ભેટીયા;
ભાંગી જેના મનડાકેરી ભ્રાત, ગુરૂને પ્રતાપેરે ગણુપત ગાયછે
રાખો કાંઈ આપ ચરણુમાં દાસ. અખંડ૦

## ભજન ૬૧

અનુભવી આવોરે, આપણા દેશમાંરેજી;
ભાવ થકી ભજીએ શ્રી ભગવાન દેશની તો વાતોરે.
દલ થકી દાખિએરેજી હરખે તો કરીએ હરી રસપાન અનુ૦
પાપિને તો બાંધિ મારે છે માર, ધર્મ કર્મનીરે;
ખરી જ્યાં ધારણા વૈશ્નવનો તો વરતે છે જેજેકાર. અનુ૦
અખંડ ખુમારીરે, ચડી રહી અંગમાંરેજી;
રોમેરોમે થઈ રહ્યો રણુકાર, જીવ થાય શીવરે;
જુગતિને જાણુતાંરેજી તેજ તણો મળી રહ્યો એક તાર. અનુ૦
આમેને સમેટીરે, ભળો સતસંગમાંરેજી;

ધરો તમે જગપતિનું ધ્યાન આદિ અંતે અમારે,
માની લેજો માનવીજી, ગુરૂ ગમ્યાનું એવું જ્ઞાન. મનુ૦

## ભજન ૬૨

ભક્તિ તો ભાવ વિના નહી આવેરે
ગુરૂ ગમ કયુ પાવેરે                ગુરૂ—ટેક.
પ્રથમ હરી ગુરૂ સંત ન સેવ્યા,
મરને અનેક વાનું બતાવે;
ગુરૂ ગમ જ્ઞાન શબ્દ સુધી નાવે,
મરને પ્રેમ મગન થઈ ગાવેરે.                ગુરૂ૦
ચળેલ પુરૂષના સ્વપનામાં ના આવે,
મરને પાટે જોત્યુ જલાવે;
મનના મેલાને અંતરના ભીના,
ઇતો પિર થઇને પુંજાવે.                ભગતી૦
મનના મેલાને ચાલક ફેલા,
એને સતગુરૂ શું સમજાવે;
મેલી મરજાદા ચાલે ઉલેલા,
એતો ભીતુમાં ભટકાવેરે.                ભગતી૦
કુગવાની સંગાથે કુબુધી આવે,
સાન સંતો ઠારી નાવે;
દાસ હોથી કેહે જેણે સંત ન સેવ્યા,
એતો નિશ્ચલ ચોરાશીમાં જાવેરે.                ભગતી૦

## ભજન ૬૩

ભક્તિ કેરો [illegible] ફુવાં [illegible];

સુંઘે તેનો સ્વાદ રે હાં,—
કરણીના હીણારે શુરા થઇને ચાલશેરેજી,
અને કાયર ખાશે મારરે હાં. ભક્તિ૦
ધરણીના ધીંગારે, શુરા નર જે હશેરેજી;
અને મરજીવા ખેલે મેદાનરે હાં. ભક્તિ૦
સ્વાદને સુંધ્યારે, ગોપીચંદ ને ભરથરીરેજી;
એને મનમાં ઉલટયો વૈરાગરે હાં. ભક્તિ૦
ગુરૂને પ્રતાપેરે, જેઠીરામ બોલીયારેજી;
દેજો દેજો સંતોના ચરણુમાં વાસરે હાં. ભક્તિ૦

ભજન ૬૪

આ કળજુગમાં કોઈ નર ઊગર્યા, ભક્તિ સર્વથીછે ન્યારી
અસ્થિર મનને સ્થિર કરી સ્થાપો, ભુલ્યા નર થાશે ખુવારી
પરનારીશું પ્રીત કરીને, થાય નરકના અધિકારી. આ કળજુગ૦
પતિવૃતાને પાય લાગતાં, હશે કોઈ નર કે નારી;
પ્રતિ હશે તે સન્મુખ રહેશે, અનેક જન દીધા તારી. આકળજુગ૦
આપને ગોતો અમર રહેશો, ભોગી નહી બાંધે ભારી;
અંતકાળે તો એકલું જાવું, તેમાં કોઈની નહી કારી. આકળજુગ૦
સાચે મને સતગુરૂને સેવો દીલડાની દુગ્ધા ટારી
જેઠીરામ ચરણે દાસદેવીચો, સમજી લેજો નરનારી. આ કળજુગ૦

ભજન ૬૫

પંડિત પુરાણીરે, કુરાની તમે કયાં જાવો;
ભણીને શું ભાળ્યુંરે, અજ્ઞાની અથડી મુવો;
પોથી વાંચી પરને દેખાડે, કરે ઉદરનો ઉપાય;

કહેણી કહે ને રહેણી ન રાખે, તેનું અર્થ શો થાય;
સામા શું દોડો છોરે, પુંઠ તમે મારી જુઓ. પંડિત૦
ગુરૂ થઇને જ્ઞાન બતાવે, ફોગટ ફુંકાવે કાન;
શીશ પાસે સેવા કરાવે, તોય ન આવે સાન;
પ્રેમ પુરૂષ જાણીનેરે, કાયર જેમ લાગે જુવો. પંડિત૦
ટોપી પહેરીને તીલક કર્યાંરે, બેરખા રાખે બે જોડ;
ધોતી ધુવે ને પોતે પખાળે, ખોટો થઈ કહે ખોડ;
માયાના અંધારેરે, અલ્યા તું તો અથડીને મુવો. પંડિત૦
તીલક તાલ પાખંડ કરેછે, આત્મ ચીન્યા વીના ફોક
મોતી પ્રતાપે નારણ કહેછે, પાખંડ કરે સૌ લોક;
બ્રહ્મ નવ જાણેરે, જ્ઞાની આપ શોધી જુવો. પંડિત૦

ભજન ૬૬

વારૂ મારા વીરારે ન કરીએ સંગ નીચનોરે જી. ટેક
નીચપણું નકી નરક લઈ જાય. વારૂ મારા૦
બાકડીઆનાં દુધ અતિ ઉજળાંરેજી,
તે પીધે તુરત મૃત્યુ થાય. વારૂ મારા૦
દુધડીયાં મંગાવોરે, ગવરી ગાયનાંરેજી;
સાકર ભેળે સ્વાદ અતિ ઘણો થાય. વારૂ મારા૦
બાવળીઓ કંટાળોરે અતિ અળખામણોરેજી,
તેને સંગે અંગને વસ્ત્ર ઉજરડાય. વારૂ મારા૦
આંબલીયાની છાંયારે અતિ રળિઆમણીરેજી
તેને સેવે ફળની પ્રાપ્તિ થાય. વારૂ મારા૦
ગુરૂને પ્રતાપેરે જેઠીરામ બોલીઆરેજી;

દેખો આમને સંતે ચરણનાં [illegible]. [illegible]

ભજન ૬૭

રહોને પદનાં પલ્લવડી, તમો રહો આજની રાતડીઆં
મારા દિલની તુજ વિનતી કરી હયેર હુંસા વાતડીઆં. ટેક.
કમર બાંધીને ચાલ્યો હુંસા, કાયા નગરી લઈ છોડી
મૃત્યુ લોકમાં હુવો સંગાથી, આવ્યા આપણુ દોઉ જોડી. રહોને.
આ કાયામેં લોહ લગાવ્યાં, બહુ જતન કરી જાળવીયાં.
તમે ભાર ભરી હાલ્યા પ્રાણીઆ, અમને કોને ભળાવીઆં રહો૦
કાયા સુંદરી રૂવે રૂદન કરી, અમે અબળા બેઉ તરવરિયાં
વાલે અમને મેલ્યાં વનમાં, ગયો આત્મા રડવડીઆં. રહોને.
સગુ કુટુંબ તને લુંટવા લાગ્યુ, સોળ સેવામાં સજ કરી.
તમે રાણીયા ચાલા પ્રાણીયા મસાણ ભોમીપર જળ્યાં. રહોને
અપાર ઉપાધી છોડો પ્રાણીયા, ઉજડ કરોહો ગામડીઆં,
દાસ જેરામ રામને ચરણે, ગુણ ગાય ચરણે પડીયાં. રહોને.

ગોરખનાં ભજન ૬૮

મનસા માલણીજીરે, ગોરખજાગતા નર સેવીએ,
જાગતા નર સેવીએ, તુને મળે નિરંજન દેવ—ગોરખ.
પથર પુંજે હર મળે તો, પુંજુ ગીરીવરય.
ઓ પહાડકી ચકી [illegible] હે, પીસ પીસ જગખાય—મનસા
રે માલન લાવી કુલડાંરે એલો કલીએ કલીએ જીવ.
ઓહી કુલ દેવન[illegible], દેવ [illegible] તે શીવ—મનસા
માલણ લાવી કુલડાંરે ધર્યા દેવની પાસ.
એ દેવનમેં સાચ હોય તો [illegible] પાસ—મનસા.

ટંકણુ દઇ પત્થર ઘડયો ઘર્યો [illegible],
એ દેવમાં જો સાચ હોય તો ઘડનારાને ખાય—મનસા.
એ પથરના દેવને દીજે જળમાં ડાળ,
આપે બુડે તે કોને તારે કોણુ કરે સંભાળ—મનસા.
પુજારીના ઓસીઆળા ઠાકર ઠામે ઠામ,
બંધીવાન મંદિરના ઠાકર કહેવાના ભગવાન—મનસા.
સેવ સુંવાળી રાંધીને ધરી દેવની પાસ,
જમનારો તો જમી ગયો ને દેવને નાખી વાસ—મનસા.
એક ભુલ્યો દુજો ભુલ્યો, ભુલ્યો સબ સંસાર,
એક ન ભુલ્યો જોગી ગોરખો કરી ભજન આધાર—મનસા.

ભજન ૬૯

ઉંડા કુવો સંતો જળ વિના નિત્ય ભરે પાણીઆરી,
અસત જુઠું નવ બોલીએ પ્રાણી જુવોને વિચારીરે—ઉંડા.
હેઠે કુંભાર ઉપર ચાકડો તે મેં ફરતાં દીઠા,
કીડી કેરારે નેત્રમાં હસ્તી જાતાં મેં દીઠા—ઉંડા.
નદી કેરાં નિર ઉલટયાં જઈ પર્વત ચડીઆં
હરણે પાસો બાંધીઓ માંહી પારાધી પાડીઆ—ઉંડા,
હેઠે ભમર ઉપર કમળ છે માળી છાબમાં દીઠા,
તેનો પ્રેમરસ [illegible] લોકમાં મીઠા—ઉંડા.
હેઠે ગાગર ઉપર પનીઆરી તે મેં [illegible] દીઠી,
ગોરખ [illegible] વિના [illegible] વાણી છે બહુ મીઠી—ઉંડા.

ભજન ૭૦

[illegible] ભજન બનાયા મેરા સતગુરૂ,

એરણુ અજબ બનાયા;
આગ મીલા કર એરણુ થાપી.
ઘડિઆ તાર મીલાયારેજી;
ઉલટા પવન ચલાયા, · મેરા સત૦
હરદમ હથોડા સુરતા નિસરણી,
શી અકલ અકળ મીલાયા;
કબુધિ કાંટે કેરાળકળ જલાએહે,
આત્મકુ ખુબ તાયા. મેરા સત.
સત કેરા સાશબ પ્રેમરસ પાયા,
તે મારી તલપ બુજાયા;
મમતા મારી ભલા વશ કિયા,
આત્મકુ સુખ આયા. મેરા સત.
નાભી કમલપર નાવ ચલત હે,
તિકોટી ધ્યાન લગાયા.
મચ્છંદર પ્રતાપે ગોરખ બોલ્યા,
અમર આરા થપાય. મેરા સત..

## ભજન ૭૧

ચાંચ પાંખ નહી કાયા, એક પંખી નજરે નહિ આયા.
અજબ શહેરથી હંસા આયા મોતીડા શું ગાયા;
છઠે માસ ગુરૂ જ્ઞાન બતાયા તમ ગરૂ અને હમ ચેલા—ચાંચ.
વિના પાળ એક સરોવર ભરીયાં નિર નજરે નહી આયા
ગુરૂ હમારા બોત રંગીલા ત્યાં બેસ કર નાહ્યા—ચાંચ.
મુળ એક તારો વરખડીઆં ડાળ પત્ર પહિ છાયા,

ગુરૂ હમારા બોત જ્ઞાની ત્યાં બેઠકર ફળ ખાયા—ચાંચ.
એક ગુરૂને પાંચ ચેલા પચીસ જોગણી લાયા,
એક અચંબા એસા હુવા બેટી બાપકુ જાયા—ચાંચ.
વિના સુંઢ હસ્તી દેખા પાંઉ નજર જડી આયા,
મચ્છંદર પ્રતાપે ગુરૂ ગોરખ બોલ્યા;
એ પંખી નજરે ન આયા—ચાંચ.

## ભજન ૭૨

સોહી માલીક મેરી નજરમેં આયાજી
જ્યા રે દેખુ છાયા તેરી રામ,
જ્યારે દેખુ દાતા મેરે રામ. સોહિ.
ગવરીનો પુત્ર ગણેશ મનાવોરે,
હેતે હાલ હુલાવો રામ. સોહિ.
બાવન બજારૂને ચોરાશી ચઉટાં,
મારા સતગુરૂ રચીઆ રામ. સોહિ
તલભર તાળાં રજભર કુંચી,
મારા સતગુરૂએ ખોલ બતાયા રામ. સોહિ.
સંસાર સાગર મહા જળ ભરીઓ,
તારૂડે તાર મીલાયા રામ. સોહી૦
આરે દેવલ છોડી કરીને,
દુજા મહોલ બનાયા રામ, સોહી૦
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા;
ખોજા નરસો પાયા રામ. સોહી૦

## ભજન ૭૩

ડહાપણ તારૂં જાણ્યું, ડાહ્યા ડાહ્યો તું થા માં (ટેક)
જ્ઞાન સુધારસ ગુંજે અખર, માયા ક્ટિા થહા માં
રંગ રાગથી રીઝે ઘડીમાં ઘડી વેરાગે ગુંઝે;
તાણાતાણુથી પાપી ચેતન;
રઘવાયો તું થા માં. ડહાપણુ૦
ચેતન જાણે ચડુ ગગનમાં, મન પકડી પટકે છે
ધીરે ધિરે સાધ સાધના આખો લાડુ ખા માં ડહાપણુ૦
નવીન બાપડા નાથ ચરણુ ધર, આડા અવળા જા માં
દીન બધુમાં રાખ્ય ભરોંસો,
ખાલી ખાસડાં ખા માં. ડહાપણુ૦
મનજી મિંત્ર ઘડી માફ સજ્યને, બાપ પગે પડી વીનવું
છોડય નાટયને હવે અનાડી,
પાતક પ્યારો પા માં. ડહાપણુ૦
ધાન્ય ધરોને ધન જન રમણી ભલા ભલાએ મુકીરે
તારી ગતી તું લે સુધારી, જીવ બીજા પ્રો માં ડહાપણુ૦
અલખનીરંજન ચીદઘન સંગી, ચેતન આત્મારામીરે
પાપે ડુબી ગંગા મુકી, વેતરણીમાં નહા માં. ડહાપણુ૦

## ભજન ૭૪

અવીચળ કોઈ નહિરે, મનતુ મકર કોની આશ ટેક
સ્વપ્નવત સંસાર દીસે, સમજપદ અવીનાશ અવીચળ.
આપ મુળને સ્થુલ સુક્ષ્મ, વેરાટ ચૌદ લોક
બ્રહ્માંડ દીસે વણસતું માંહણીમાં હીતે હોક. અવીચળ.

કલ્પનાએ કહીએરે, [illegible] શરીને જોઈ
કાલ કર્તવ્ય જેટલું, [illegible] તે [illegible] અવીચળ.
સનીપાત શરીરનો સમયે નં પ્રગટ થાય
ભુવન કેરા ભુપતિને ઘર તજી વન જાય અવીચળ.
ચાર વરણુને ચાર આશ્રમ અવસ્થા છે સાર
તેને અધીકારે ઉપદેશ દેશે એનો એ વિચાર અવીચળ.
વૈરાગ અંજન ગુરૂ આંજે ત્યારે ઉઘડે આંખ
પડળ સઘળાં પરાં થાએ શાસ્ત્ર પુરે સાખ અવીચળ.
અવિદ્યાને ઓળખી વિદ્યા વડે કરે નાશ
પછી વિદ્યા મુકી મધ્યે ઉપજે સંન્યાસ અવીચળ.
દ્વૈવત સઘળું ટાળતાં અદ્વેત થઈ રહે ત્યાંય
મહા મંત્ર ખરા પુરૂષનો હુર્ષથી ગૃહણાય; અવીચળ.
થાતાં તે થાએરે નહીરે, જાતાં ઝટ નહીં જાય
પિંડ પરમાત્મા તે જેમનો તેમ સદાય અવીચળ.
દેહ ભાવે ન દેખીએરે, આત્મ ભાવે નિત્ય
એળે સમજણુ ત્રુટિયેરે; અનુભવિની રીત. અવીચળ.

ભજન ૫૫

તારા મનમાં જાણ્યુ છે જે મરવું નથી જો
જેમ પીપળના પાનને જાણ્યું નથી જો (ટેક)
અરે જે ઠેકાણે ઓઢાડી અંગળ કાટડી જો
તેજ ઠેકાણે બંધાશે તારી ઠાઠડી જો [તારા.
જે ઠેકાણે [illegible] [illegible] [illegible] જો
તેજ ઠેકાણે [illegible] તારાં [illegible] જો તારા.

તારે પ્યારી વિના કેમ ચાલશેજો
ચુડો ભાંગીને એને ખુણે ઘાલશે જો. તારા૦
જે ઠેકાણે લખી કંકોતરીજો
તેજ ઠેકાણે લખાશે કાળોતરીજો. તારા૦
રૂષિ રાજનાં વચન સત્ય જાણજો જો
હરી ગુણ હરખે શું વખાણશેજો. તારા૦

ભજન ૭૬

હાંરે તંતો મનખ્યા જન્મ ગુમાવ્યો,
તંતો ફોગટ ફેરો ખાયો હે
નર નામ ન જાણ્યું તેં રામનું (ટેક)
સુઇ સુઇ સારી રેન ગુમાવી;
દિવસ ગુમાવ્યો ખાઈ;
હીરલા સરખો જન્મ ગુમાવ્યો,
હીરો કોડીને બદલ જાય. નર૦
સુખિયા મરે સુખ સુખ ભોગવી,
દુઃખિયા મરે દુઃખ રોઈ;
જન્મ સ્નેહી છે નેડો રામનો, નર૦
તેણે સુખ દુખ સહીઆં સોઈ,
સુખ દેખી મત રાચીએ, વીપત પડે મત રોય;
સંપત વિપત દોનું એક છે,
કિરતાર કરે સો હોય. નર૦
ઉગ્યા તેતો આથમે, ફુલ્યા સો કરમાય;
ચડે પડે દહાડો નમે, લખ્યું ન મીથ્યા થાય. નર૦

માતા મન જેમ બાળશું, મીન તણું જળમાંય
ઘડી એક વીલો જો પડે.
તો તલપ તલપ જીવ જાય. નર૦
અનલ પંખીને વેગ ઘણો, ઉડી આકાશે જાય;
દ્રષ્ટી થકી ફળ નીપજે,
એનો સાર કહ્યો નવ જાય નર૦
જેસો રંગ પતંગકો તેસો હે સંસાર;
રામ નામ રંગ એક છે,
રોહીદાસનો પ્રાણ આધાર. નર૦

## હરદાસનાં ભજન ૭૭

નાદાનસેં ઇનસાન, કબુ આસ ના કરના
જો દીલકા દગાબાજ, સંગ કરના તોબી ડરના
દીન ચારકા મીજમાન, મુકર ચલજાનો હેદો યાર (ટેક)
ડરના ખુદા કે કોપસેં, ચાઊં દેખ દેખ ધરનાં
હરમત રહે જયું અપની, ઈતમાં કરોવે કામ;
કમરકું તુંબા બાંધકે, દરીઆકું તરનાં
જીસકા જો સુકન સારૂ નહી, કુડેસે દગલબાજ
બઇમાનકે નર કૂસે, ઇમાનતો નખે કરનાં નાદાન૦
હરદાસ હુકમ માન, બાત સારકા સદાઇ;
સાચી લગનમેં સાદીલો, સાઇકું સમરના. નાદાન૦

## ભજન ૭૮

ગુજરેગી ઉમર સારી ધંધેમેં ધ્યાન તેરા;
બાહરે બતી લગાઈ, ભીતર રહ્યા અંધેરા. ગુજરેગી૦

સંસાર આગ સમાને જેસા, કેઝી ઘનમેં ક્યું ભેરા
ઉઠ જાગેરે અજાના, તું મુનતા હુયકે મેરા ગુજરેગી૦
કોઇકે જોરસેં ચલતા, શિરપે કાલકા હે બેરા
ગાર આયગા અજાયબા, જો ઓત ઘરેગા ફેરા ગુજરેગી૦
હરદાસ સાફ દીલકે, લીયા સતગુરૂકા સેરા;
એક પલમે પાર ઉતરે, નામ કયા હુય તેરા. ગુજરેગી૦

ભજન ૭૯

અપના દીલ સમજા નહિં તો,
ઓરકું સમરના સો કીયા,
જીસકી નજરમેં ઝેર હુયે,
ઉનકે ઘરેંા જાના સો કયા. અપના૦
ઘર જાય જીનકે માન નહિ
ઉનકે ઘરો જાના સો કયા.
જીસ ચીજમેં લીજત નહી,
ઉસ ચીજકો ખાનાં સો કયા, અપના૦
જીસ રાગમે મજા નહીં
ઉસ ગીતકો ગાનાં સો કયા
ભીતર ન સેજા પ્રેમકા,
બહાર ફુલવાલા સો કયા, અપના૦
દોજખ જહામેં ડુબતા,
તો રાખના છાના સો કયા.
મુતે ગુમાઈ સાહીબી,
અબ જાગ પસ્તાના સો કયા, અપના.

ભુલે મસકે નાચકો,
પીર બીસ્ત કે ચહાના સો કયા.
નાશયત ન લગી ઉનં જીવકો.
અંધેસે અથડાનાં સો કયા                    અપના.

ગાફલ ન ભુઝે શાલકો,
ફિર ઉનકો બતલાનાં સો કયા.
હરદાસ હરદમ સાંઇકો
કર યાદ ગભરાનાં સો કયા                    અપના૦

વાલે વસીલે હોય
દુનિયાંસે ડર જાનાં સો કયાં.                    અપના૦

## ગંગદેવ દાસ.

### ભજન ૮૦

નુર દુરગાપર વારી ખાવિંદ નિતિની ચડે અસ્વારી;
હુકમ કરો તો રહીએ હજુરમાં નુર દુરગા પર વારીજી—ટેક.

પાંચ તત્વકા બન્યા બંગલાં દશમાંહી મેલી બારીજી,
અવિનાસી તો આવેને જાવે શરણાગીના ચારી.                    નુર.
માયાની સાથે રાગપણુ કિધું તન વીંધાણું ગુરૂ માણું
ભવ સાગરથી તારી લીધાં વાલમ તારે જાણું.                    નુર.
પુરબે તો પીર પોતે પધાર્યો નકલંગ તેજ ધારી,
લિલાં ને પિળાં નિશાન ફરકે દરગા ઉપર ન્યારી;                    નુર.
પ્રીત વિના પ્રમોદીએ જેને ખાંડ લાગે તે ખારી
હેત વિના હરી હાથ ન આવે હેત તણી બલિહારી.                    નુર.

આત્મ ચીન્હો આત્મા તેણે દીલની કુબજા ટારી
ગંગદેવ દાસ માહુરાને ચરણે અલખલિઓ ઉગારી. નુર.

## ભજન ૮૧

પ્રભુ વાહાલા પિર પાદશાહ,
ધુન ધણી મેં ધાર્યો, ધુન ધણી મેં ધાર્યો
એવો પ્રગટ પરચો ભાળ્યો,
પ્રભુ વહાલા પિર બાદશાહ—ટેક.
આપ ન સુજે પથરા પુજે આંખલડીએ અંધારો
અંતર જોતી અળગી મેલી દિલવડિઆ શું બાળો–પ્રભુ.
ધોળામાંતો ધુળ લગાડો ખુબ બતાવ્યો ડારો
અઢાર વરણુ એક પ્યાલો દુરીજન નજર ભાળ્યો–પ્રભુ.
ગંગદેવ દાસ ચરણું પ્યારી નેંનમાં નેન મિલાયો
મેર કરીને મંદિર પધાર્યાં હેતે હરિ ગુણ ગાયો—પ્રભુ.

## ભજન ૮૨

### તુલસીદાસ.

આનંદ કંદ અજોધ્યાના નાયક જાનકિ ભુજવામ
પોઢે સુખ સેજ સીતારામ. ટેક.
પ્રભુજીને કનક મંદિર પુષ્પસેજા કોટિ ઉદય બયભાન
દેવતા સર્વે ચોકીયે સન્મુખ આયે હનુમાન પોઢે સુખ.
શેષ સ્મરણુ કરત નિસદીન ધરત શંકર ધ્યાન
ગર્વ ગજન રામરાજા સકળ પુરણુ કામ. પોઢે સુખ.
સરજુગ કિનારે અજોધા નગરો જ્યાં બીરાજત રામ
કોશલ્યા સુત સેજે પોઢે નવલ સુંદર શ્યામ. પોઢે સુખ.

ચુવારે ચંદન અત્તર અગરજા કનક ડબા ભરપાન
દાસ તુલશી લેકે ઠાડે મેવા દ્રાક્ષ બદામ. પોઢે સુખ.

## ભજન ૮૩ જગાડવાનું.

જાગો હરિ જગના જીવન પ્રાણ જાગો મારૂ સાચુ ઘરેણું સામ
વિઠલ વેંલા જાગો. ટેક૦
માતા જમાડે જાગો કાનુડા ગાંદરે ઉભી ગાય
સાથ સામા સાદ કરેછે માવૈય મેળો થાય. વિઠલ૦
વિઠલ વનમાં મોરલી બોલે સુખે થયું સવાર
વેદની વાણી બ્રહ્મા વાંચે પુજા શોપ્રભાત. વિઠલ૦
ચકરડા ચગ ચગવા લાગ્યાં ચકવા મેળો થાય
વેણુ વગાડો ધેન ચરાવો ગોપીઓ મંગળ ગાય. વિઠલ૦
દેવિઓ ભગત મુક્તી માગે દાસ કેરો દાસ
દરશન દેજો પરસન રહેજો વઈકુંઠ કેરો વાસ. વિઠલ૦

## ભજન ૮૪

રામને ભજ્યા વિના પ્રભુને ભજ્યા વિના
જાતી રહી જુવાની ટેક૦
સરોવર દેખી હંસ લીધો વિસામો ભાઈરે
આતમ થયો મારો રાજી.
હરિજન હંસલો જાણે હાલવા લાગ્યો
ત્યારે પરદેશી માળોરે પેખી. ૧
જુવાની જાતાંરે તુને કાંઈ નવ સુજ્યુંરે
ગઢપણ આવ્યું છાનું માનુંરે. ૨
કાળાં મટીને પોળા આવ્યાં ભાઈ

આવી મોતની નિશાની. ૩
કંકુવરણી કાયા કામ નહિ આવે
કેશરવરણાં તારા નુર.
મુવા પછી તુને સળગાવી દેશે
ત્યારે ઉડી જાય છે તારી વાણી. ૪
જરા પોંસીને તુને જમડાએ ઘેર્યો ભાઈ
રે વાંસે આંસુડાની હેલી
જોધા પ્રતાપે ભણે ભગવાનદાસ
રંગ તોરીઆમાં રેલીરે રામ. ૫

## ભજન ૮૫

રૂડા રામને મનાવો ગુણપતિ દેવને મનોવોરે હેજી
જીરે સાયર ઝળરીઓ. ૧
રાજા કુડા એની પ્રજા હુંડી
કુડા કળજુગના મેહુલિઆ. હોજીજીરે૦ ૨
નર કુડા જની નારીઓ કુડી
કુડા કળજુગનાં નેડા હો. જીરે૦ ૩
કાલર ભોમમા ખિજમતવાલો
પણ જોતાં એ ગાડાં લાવો હો. જીરે૦ ૪
ખારા સમુદ્રમાં મીઠી એક વીરડી
ભવસાગરમાં રૂડા હીરા હો. જીરે૦ ૫
કે પાલણશી નુગરો વન ફેરવો
અમીરસ ઘોળી ઘોળી પીવો હો. જીરે૦ ૬

## કુંભારાણાનું ભજન ૮૬

એ ભલો ભલો મેવાડનો રાંજા રાણો કુંભોજી
કુંભાને સરીખોરે હરિજન હેતે મળોરેજી
ઓત્રા ખંડમાંથી ચારણુ આવ્યોરે હાં
અને આવ્યો આવ્યો કુંભા તોરે મોલરે. એ ભલો૦
રૂપુ માગો તો ગઢવી સોનું આપુરે હાં
અને આલુ આલુ ગરથને ભંડારરે. એ ભલો૦
સોનું રૂપુ મારે અંત ઘણેરૂં રે હાં
હું માગું કુંભા તારી રાણીરે. એ ભલો૦
અસત બોલું તો મારૂં સત હારૂંરે હાં
અને સુનગ સુના મોલ તમારારે. એ ભલો૦
સાંજ પડી સતીએ દીવડીયા રચાવ્યારે હાં
અને મોલે આવ્યો ગઢવી ચારણુરે. એ ભલો૦
હરતા ફરતા ગઢવી વેણુ લાવ્યાંરે હાં
અને જ્યારે જુવે કુંભોરાણોરે. એ ભલો૦
સવાર પડીને ચોરે ચારણુ આવ્યોરે હાં
અને સુતો માલાને જગાડ્યોરે. એ ભલો૦
કરજોડી ગઢવી પાય લાગ્યોરે હાં
અને સાચું સાચું ધરમ તમારૂંરે. એ ભલો૦
માલદેની કુંવરી સતી લીલાવતી બોલ્યારે હાં
અને મારા હરીજનનો અમરાપરમાં વાસરે. એ ભલો૦

## ભજન ૮૭

કુંભારાણા આપણે સાથે જ્યારે સૃષ્ટી રચાવીને

જ્યાં આઠ કુળ પરવત નવ કુળ નાગ.
સતની દોરી મેઘ ધારવે ગસાઈહેજી
ત્યારે નુરીજન પોહોચ્યા સોઈ નરવાણું.
સત વિશ્વાસે સદાય મુની સીધારે હોજી. ટેક.
કુંભા રાણા દીલ્લીનો સંઘ જ્યારે દ્વારકાં ચાલ્યો હેજી
ટકો આપ્યો રોઈદાસ ચમાર—
સોનાની ચુડીએ સતીએ હાથ ગરાયો
ચુંદડી મોડીઓ આવ્યા આપો આપ. સત શ્વાસે૦ ૨
અને કુંભારાણા સધરે જેસંગ નવાણુ ગળાવીઆં
પાણી નાવ્યાં ટાંક લગાર.
મેઘ માયરે જ્યારે કાયા હોમાવીહેજી
ત્યારે પાણી ભરે સોઈ પાણીઆર. સત વિશ્વાસે૦ ૩
અને કુંભારાણા રૂષી માતમ ઘરે જામો રચાવ્યો
ત્યારે પાટે પધાર્યાં રૂપાદે નાર.
કનક થાળનો કીધો વાલે કરંડીઓ
હેરણાં હેરે માલદેરાય. સત વિશ્વાસે૦ ૪
અને કુંભા રાણા પોકા રંગમાં પીર રામદે સીધારેજી
સાથે સીધ્યાં તોળલદે નાર.
દેવળ ચણાવી ધરમની ધજા બંધાવીજી
અને ધન્ય ધન્ય અજમલ ઘર અવતાર. સત વિશ્વાસે૦ ૫
અને કુંભારાણા ઢેલડી નગરમાં ત્રણ મુની સીધારેજી
રાવતો રણુસી ને ખીમડો કોટવાળ.
કાશીએ જઇને કરવત મેલાવીઆં

બાંન છોડાવ્યા ચૌદ હજાર. સત વિશ્વાસે૦ ૬
અને કુંભારાણુા આપણે ધણીએ
જ્યારે જગન રચાવીઓજી
ત્યારે પાટે પધાર્યા નકળંગી રાજ
મેઘ માકરો શબ્દ દાખવે
સોઈ સંતનો અમરાપરમાં વાસ. સંત વિશ્વાસે૦ ૭

## શીરદાસ ૮૮

જીરે સંતો આજ મંડપમાં આનંદ વરત્યોરેજી
તમે જતીરે સતિ મળી જાગોરે,
હે સંતો પ્રેમે ગુરૂજીના ચરણ પખાળોજી.
તમ મનરે વસ્તાં ફળ માગોરે હે સંતો આજ મંડપમાં. ટેક.
જીરે સંતો પ્રથમ પારવતીએ શંકર પુજ્યાજી,
ઇતો બીજીયા ધરમને માટેરે.
જીરે સંતો ધન ધન માતમ બીજ ધરમનાં
ઇતો સાટવીયું ચીરને સાટેરે,
જીરે સંતો બ્રહ્મા બ્રહ્માણી આવ્યાજી,
ઇતો પરમાર્થે પરવરીયોરે;
હે સંતો હંસલો ગીતાનો હારદ લઇનેજી,
ઇતો ધરમ લાખેણાને વરીયારે;
હે સંતો ઇંદ્રને ઇંદ્રાણી પોતેજી,
ઇતો ઓળખીયા આદ સ્વામીરે.
હે સંતો અભેદાન ઇંદ્રને આપ્યાંજી,
ત્યારે વીશેની વેદના વામીરે;

હે સંતો વૈલોચન બ્રહ્માની પાસેજી.
રૂડો ધરમ રૂદેમાં ધારેરે,
હે સંતો પાછો વળીને પુછી ન જોયુંજી;
ઇતો હાથે કરી ભવ હાર્યારે,
હે સંતો ભક્તિ ભોળાપણુ ભેળુ ન ચાલેજી;
તમે ખોજી શકો તો ખોજોરે
હે સંતો શીરદાસ કે આ છેલ્લો જનમ છે,
એતો જોગ મળે તો જો જોરે

## કબીરનાં ભજન ૮૯

રામ નામ જબ જાણો સંતો રામ નામ જબ જાણો. ટેક૦
આતમ તત્વ પિછાણો, સંતો રામ જબ જાણો;
પૃથ્વી તેજ પવન ઓર પાની, ચારે ગગન સમાણો. રામ૦
કોણુ મરે કોણુ અવતરે ભાઈ, કોણુ જીતે કોણુ હારે;
જલદી લહેરી જવસેં ઉપની, કોણુ તારે કોણુ મારે. રામ૦
કાયા કુંભ લે જળમાંહી ધારયા, બાહેર ભીતર પાણી;
ફુટી કુંભ જલસેં ભરીઆં, સો ગત બીરલે જાણી. રામ૦
હરી અથાગ થાહપે પાયો, સાહેર સુરતા સમાણીરે;
ઢીંમર જાળ ડાલે કહા કરહી, મીનહી હો ગયો પાવી. રામ૦
ગુરૂ બીનજ્ઞાન રામ બીન બોલે, મીથ્યા વાદ કહાવે;
કહે કબીર મુંગેકી સમસા, મુંગા હોયસો પાવે. રામ૦

## ભજન ૯૦

જા ઘર કથા નહીં કીરતન નહીં, સત નહીં મીજમાના;
તા ઘર જમડે ડેરા દીના, સાંઝ પડે સમસાના જા૦

કુલ્યો કુગરો કહાહી રતહે, કહા દીખલાવત અંગા
એક પલમાં ફના હોજાયગા, જેસા રંગ પતંગા. જા૦
નાભીકમલસે નાવ ચલતહે, દવાદસ મીન ઠેરાના;
અધર તખ્તપર દેખા તમાસા; સોઈ સત ગુરૂકી સાના. જા૦
વેહ વેરાગે ગુરૂ ગમ જાગે, સત ગુરૂ નામ નીસાના
સાધુ જનકી સેવા ન કીની, કીસ વીધ હોય કલ્પાના. જા૦
મેરી મેરી કર કર મુરખ, મિટો નહીં માન ગુમાના;
કહેત કબીરા સુનો ભાઈ સાધુ, કીસ બીધ હોય કલ્પાના. જા૦

## ભજન ૯૧

સંતો જીવન મુક્ત હમારાજી, ના કહું સંસાર કછું ધોખા કર્મ ભર્મ તે ન્યારા
પાંચ તત્વ તો હમહીં ચીન્હા, હમહી ઠાઠી કાયા
જલ થલમેં હુયે મેરા પસારા, સબહે મેરી માયા. સંતો૦
ઓમ સોં ધુન રણુકારા, સોહી સમરન કીના;
ગુપ્ત પ્રગટ સબમેં રહેવે, સો ગતકો વીરહે ચીન્હા. સંતો૦
રહેત પુરસકી ખબર ન પાવે,
સાધુડાં ઘરો ઘર બોધ પ્રસારા;
જ્યોતીસ્વરૂપી નીરંજન,
ભજન કર રહ્યા હમારા. સંતો૦
ખુદ વાણીમાં કહી સમજાવું, સત્ય શબ્દ હમકી ભાખ્યા.
સાધુ હોય સો સમજી રહેવે, સોઈ હમારી સાખા. સંતો૦
અબુજ લોક બુઝે નહીંને, બુજે તે હુયે સંતા;
કહેત કબીર મેં કહેતી,
ભાખ્યું અગમ પાર અનંતા. સંતો૦

## ભજન ૯૨

સંતો ભાઈરે ઉન ઘરકી મોસે સત સમજાયો;
જ્યાં ઘરસેં બ્રહ્મા આયાજી (ટેક)
સંતો ભાઈરે કાયા છોડ ચલે જબ હંસા,
તબ જીવડા કહા જાઈ સમાયાજી. સંતો૦
સંતો ભાઈરે કોઈ પુજે શીવ શક્તિકું,
કોઈક પીર મનાવરેજી;
સંતો ભાઈરે અલખ પુરૂષકી આદ ન જાણે,
ફોગટ ફેરા ખાવેજી. સંતો૦
સંતો ભાઈરે બ્રહ્મા વિષ્નુ મહાદેવ સ્વામી,
પથરા નામ ધરાયાજી;
સંતો ભાઈરે ઉન પથરેકું કાલ ન વ્યાપે,
સુના મર મર જાવેજી, સંતો૦
સંતો ભાઈરે ઘડી આ દેવલકું સબ કોઈ માને,
અણઘડ માને ન કોઈજી;
સંતો ભાઈરે નુરત સુરતસેં જો કોઈ માને,
નિરભેકા ફળ સોયેજી. સંતો૦
સંતો ભાઈરે ઘાટ વઈરાટ કછું બીન હોતા,
પુરણ હુતી માયાજી;
સંતો ભાઈરે અજબ રજબ દોઈ નેના બીન હોતાં,
તબ જીવડા કહાંસે આયાજી; સંતો૦
સંતો ભાઈરે મેં મેરી મમતાકું માર હટાયા,
તબ જાઈ સુક્ષમ પાયાજી;

સંતો ભાઈરે સુરેતા સોહાગણ ચરણ જોઈ લોટી,
તબ જાય પ્રીતમ પાયાજી. સંતો૦
સંતો ભાઇરે સાધન સમજ મન મેરા,
ગુરૂ ગમસે ભેદ પાયાજી;
સંતો ભાઈરે કહેત કબીર અલખ અવીનાશી;
સમકે સંકટસે છોડાયાજી. સંતો૦

### ભજન ૯૩

રામ ભકિત તેં કરુ તહીં સાધી,
તેં કેમ ન મુવા જીવ અપરાધી. (ટેક)
ધરી મનખા દેહ જગમેં વીગોઈ,
પુત્ર પેહેલે વાકી મા તન મુઈ, રામ૦
ગર્ભ ભજન કર્યું ન હોઈ તેરી માઈ,
જેણે ન સેવ્યા હોયે રઘુરાયે રામ૦
શુનકાકો બેટો બાપ કીનહીંકું કહેવે,
ગુરૂ વિના જ્ઞાન ચેલા કીનહીંસે લેવે. રામ૦
કહેત કબીર સુનો સુંદર રૂપા,
રામ ભજન બીન પડો જબ કુપા. રામ૦

### ભજન ૯૪

બંગલા ખુબ બન્યા મહારાજ, જ્યાંમેં નારાયણ બોલે ટેક
ઈસ બંગલે મેં દશ દરવાજા, બીચ પવનકા થંભા;
આવત જાવત કોઈ નવ દેખે, એહી બડા અચંબા. બંગલા૦
ઈસ બંગલે મેં બાજાં બાજે, બાજે સાંજ સવેરી;
તાલ પખાજ ઓર મરદંગ બાજે, રાગ છત્રીસેં ગાવે બંગલા૦

હાડ ચામકી દેહ બનાઈ, તામે નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ ખુબ ચડાયા. બંગલા૦
પાંચ પચીસેક પાતર નાચે, મનુવાં તાલ સજાવે;
સુરતકી નુરતકી મરદંગ બાજે, રાંગ છત્રીસેં ગાવે. બંગલા૦
રોમ રોમથી છાય બસાઇ, ત્રણુ ગુણુકા ગાલા;
કહેત કબીર સુનો ભાઈ સાધુ, ચેતન સુનવાવાલા બંગલા૦

ભજન ૬૫

રામ ભજનસે લાગરે વીરા કબીરા,
કબકા ભયા વેરાગી જી હો હો હોજી—ટેક
ચંદાબી નહોતાને સુરજબી નહોતા રે હો હો હોજી
નોતા નવ લખ તારારે. વીરા૦
મહાદેવજીકા જનમ બી નહોતા રે હો હો જી,
તે દનકા ભેખ હમારારે. વીરા૦
ધરણી નોતી કયાં જનમ ધરૂં ગોરેજી,
નીર નહોતાં કયાં નાવુંરે. વીરા૦
પૃથ્વી નહોતી ત્યાં પાવ ધરૂં ગોરેહેજી,
અખંડ હોય ત્યાં જાવુંરે. વીરા૦
અઘોર અંધકારમાં કાંઈ નવ સુઝેરેજી,
નોતા ગુરૂ નોતા ચેલારે. વીરા૦
તે દીનકી મુંડ મુંડાવી રે હે જી,
તે દીના ફરૂં એકીલા રે. વીરા૦
પેલા જુગમાં પતર પાવડી લીધાંરે હે જી,
દુજા જુગમાં ઝોળી ઝંડારે. વીરા૦

ત્રેતાજુગમાં હાડબંધ બાંધ્યારે હે જી,
કળજુગમાં ઝોળી ઝંડા રે. વીરા૦
સહેજ સહેજે ગુરૂ ચેલા મળીઆ રે હે જી,
ગુરૂ મળ્યા રામાનંદારે. વીરા૦
કહેત કબીરા સુણો સાધુ રે હે જી,
આજ ભયા આનંદારે. હીરા૦

## ભજન ૯૬

રામ સમર રામ સમર, રામ સમર ભાઈ;
રામ નામ સુમર બીન, બુડત ભવ માંહી. ટેક૦
બનિતા સુત દેહ ગેહ, સંપતિ સુખદાઈ;
ઈનમેં કછું નાહીં તેરો કાળ જાત ખાઇ. રામ૦
અજામેલ ગજ ગણિકા, પતિત કર્મ કીને;
સોબી ઉતર પાર પડે, રામ નામ લીને. રામ૦
સુકર કુકર યોની ભ્રમત અબ કયું લાજ ન આઈ;
રામ નામ છાંડ અમૃત, કાહેકું વિખ ખાઈ. રામ૦
ધર્મ કર્મ તજી કુકર્મ, રામ નામ લેહી;
ગુરૂ પ્રસાદ સુન કબીર, રામ કર સનેહી. રામ૦

## ભજન ૯૭

અબ તુમ કબ સમરોગે રામ
ગર્ભ કુલીમે જપ તપ કીને
નીકલ હુવા બેઇમાન અબ૦
બાલપનો હંસ ખેલ ગુમાયો,
તરૂન પનમેં કામ. અબ૦

હાથ પાંવ જબ કાંપન લાગે,
નિકલ ગયો અવસાન. અબ૦
જુઠી કાયા જુઠી માયા,
આખર મોત નિદાન. અબ૦
કહેત કબીરા સુનો ભાઈ સાધુ,
જીવડા દો દીનકા મીજમાન. અબ૦

## ભજન ૯૮

ખલક સબ રેંનકા સપના
સમજ મન કો નહીં અપના. ટેક૦
કઠણુ હે લાભકી ધારા,
બહે સબ જાત સંસારા. ખલક૦
ઘડા જ્યું નીરકા ફુટયા,
પતા જ્યું ડારસું તુટા. ખલક૦
એસી નર જાન જીંદગાની,
સમજ મન ચેત અભીમાની. ખલક૦
ભુલ્યો મત દેખ તન ગોરા,
જગતમેં જીવના થોરા. ખલક૦
તજો મદ લોભ ચતુરાઈ,
રહો નીસંક જગ માંઇ. ખલક૦
કુટુંબ પરીવાર સુત દારા,
ઉસી દીન હોયગા ન્યારા.
નિશક જબ પ્રાન જાવેગા,

કોઈ નહીં કામ આવેગા. ખલક૦
સદા મત જાનો એ દેહા,
લગાવો રામસે નેહા. ખલક૦
કાટેગી જન્મકી ફાંસી,
કહે કબીર અવીનાશી. ખલક૦

બાપુના ભજન ૯૯

પાણીનો ખેલ બનાવ્યોરે,
એની તો કહીએ અક્કલ ઘણી,
સહુથી રમનારો રે;
શોભા તો એના નામ તણી. ટેક૦
ખરૂં એ પાણીને ખોટું એ પાણીને,
પાણી અફીણને ખાંડ;
એ પાણીથી થયાં નર નારી;
એ પાણીથી બ્રહ્માંડ. પાણી૦
પાણીનું બન્યું મોતીરે,
પાણીની બની હીરાકણી.
પાણીની અમુલ્ય કાયા બનાવી,
હાટ ચામ લોહી માંસ;
પાણીનાંરે પશુ પંખી બનાવ્યાં
પહાડ પથરને ઘાસ;
પાણીના હાથી ઘોડારે,
પાણીની સાલ પામરી બની પાણી૦
પાણીના રે પચરંગ બનાવ્યા,

અઢાર ભાતનાં રે અન્ન;
હુંથી ન્યારો મારો સાંઈ બીરાજે,
તેને દેખીને થયો છું દંગ;
સંગ કીધો તેનોરે,
સતા તો આત્માની ઘણી. પાણી૦

અક્ષરાતિ અક્ષર બ્રહ્મ નિપાવ્યા,
તે અક્ષરથી નરને નાર;
ઓંકારથી ત્રણ ગુણ નીપાવ્યા
એ અઠાવીસ નીરધાર;
ઓગણત્રીસમા મહાવિશ્નુ રે;
ત્રીસમા બાપુ ગાય ભણી. પાણી૦

## ભજન ૧૦૦

નામ જેણે જાણ્યું રે તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો તરત બન્યો–ટેક૦
બત્રીશ આભ્રણ અંગે ધરી નારી, નાક વિના સો શણગાર;
કવીએ જો આપનું આપ ન જાણ્યું તે કેમ કરી ઉતરે પાર,
સાર ક્યાંથી મળશે રે, ભણ્યો ખરો પણ ન ગણ્યો. નામ૦ ૧
વાંઝણી નારીને સ્વપ્નું આવ્યું છે, પુત્ર નથીરે એની પાસ;
એમ ભજન દેખા દેખી કરે છે, તેની કેમ પુરી થાશે આશ.
કેને બાપ કહેશે રે, વેશ્યાએ જે પુત્ર જણ્યો. નામ૦ ૨
નામ ગુણને રૂપને નાશ, વળી ચોથું પદ અવીનાશ;
એ ચોથા પદનો ભેદ જાણે, તેને કહીએ હરી તણો દાસ,

નોકરી કર્મનો રે શબ્દે એક પળમાં હણ્યો.    નામ૦ ૩
ગરીબી રાખી તમે ગુરૂને ચાહો. કરો શબ્દનો તોલ;
આપણ થકી જો અદકો મળે તો, તેનો ધારણ કરજો બોલ;
ગુરૂને સંગ બાપુરે, અનામી નામ પોતાનો બન્યો.    નામ૦ ૪

## ભજન ૧૦૧

કામ ક્રોધ ઓર લોભ મોહકો, જોજન દુર ભગાવે;
ઇસમે કુચ્છ સંદેહ નહી હે, મોક્ષકી પદવી પાવે.    કામ૦
ભવસાગર કાં કઠીન હે તરનાં હરકોઈ ગોથે ખાવે,
જ્ઞાનકી બેડી સતકી બલા, નિશ્ચય પાર લગાવે.    કામ૦
જબ ઇશ્વર કૃપા હોવે જ્ઞાન નેત્ર ખુલ જાય,
કપટ દંભકા ધુલે મેલ સબ, શુદ્ધિ મનમેં આલે.    કામ૦
રાત અંધારી આંધી ચલતી, ડગર હાથ નહીં આવે;
અગવા અપના કરો જ્ઞાનકા, જીતેમેં રાહ બતાવે.    કામ૦
ઈધર ઉધર કયોં ફીરે ભટકતા, કયોં મનકો ભટકાવે;
જગત પીતા પર નિશ્ચે હો તું, મન સ્થીર હોજાવે.    કામ૦
ઇશ્વર ભકિત કર રાત દિન, ઉસીમેં ધ્યાન લગાવે;
ઉસીસે નિશદિન કરે યાચના, મન મંગા ફળ પાવે.    કામ૦
વૈદક ધર્મ ગ્રહન કરે ઓર વૈદક ચલન બનાવે;
એક ઇશ્વરકી રહે ઉપાસક, તબ પર મુકિત પાવે.    કામ૦
સત્યકા સેવન જે કોઈ રખે, શુદ્ધ ચિત હો જાવે;

ઈસ કે બીજાના નહિ ચિત શુદ્ધ હો
કીત નારી ગંગા નાહાવે. કામ૦
અજાય અમર જો અવીનાશી હે, ઉસીશે પ્રીત લગાવે,
ઉસીકા કેવળ રહે ઉપાસક, અક્ષય સુખકો પાવે. કામ૦

ભજન ન૦૧૦૨

વાણી વાણીરે મારા સતગુરૂની વાણી,
જીતવા પરણાવી બાપે મુઆ ઘેર આણી-ટેક૦
ખીલો દુજે મારે ભેંસ વલોણુ
સસરો પારણીએ ને વહુજી હીંચોળે
ખેતર પાકયું રે રખવાળાને ખાધો
ઉલટો મરગલે પારાધીને બાંધ્યો. વા૦
હેઠે હાંડી ઉપર ચુલો ચડીઓ
જળ કેરી માછલીએ બગવાને ગળીઓ વા૦
આભ વવરસેરે જમીન પરમે
નેવાંના નીર તે મોભેજ ચડશે, વા૦
બાવો બોલ્યારે મછંદરકો પુત
ચેલી મમતાને ભયો અબધુત. વા૦

## ભજન ૧૦૩

### રાગ કાફી.

ટીડોટી કહેતીજી એરે,
ભુમી ઉપર ભારજ થશે;
અઢાર ક્ષોણી દળ અટવાઇ જશે. ટેક॰
ભોમી તજી જઈ વ્યોમી વસીએ,
પણ ભવિસ્થતી ન ભુલે.
કૃષ્ણે કર્યું તે કોઇથી ન મટે,
શું ડહાપણમાં ડુલે હજુર હુકમથીરે,
હોનારૂં તે સહેજે હશે, ટીટોડી॰
રામ પ્રગટીન રાવણુ રોળ્યો,
જળમાં બાંધી પાળ;
સોનાની લંકા ક્ષણુમાં લુટાવી,
વીભીક્ષણુ કર્યો ભુપાળ,
વિશે ભુજ વીઢયારે,
છેદ્યાં મસ્તક દશે. ટીટોડી॰
પ્રલ્હાદજીની પ્રતિજ્ઞા પાળી,
ને હરણાકશ્યકું હણ્યો.
નરસીંહ રૂપ ધર્યું મારે નાથે,
બ્રહ્માના વરને ન ગણ્યો,
હાપેક્ષ સર્વે હેતુરે.
ઉગરે નહીં ઉપાય કશે. ટીટોડી॰
ગજ ઘંટ નાંખીને ઈંડાં ઉગાર્યાં,

પક્ષીની કરી પ્રતીપાળ.
નરસીંહ નર સર્વથી સમર્થ,
રીજે કીજે રખવાળ;
બાળ મને લાધીરે,
હરી જનમાં વસે. ગીરોડી૦

## ભજન ૧૦૪

કર મન ભજનનો વેપાર,
ભજનનો વેપાર.
ધણી તારા નામનો આધાર. કર૦
પ્રથમ સમરૂં સારદા,
ગણુપત લાગું પાય.
દેવના ગુરૂ દેવ સમરૂં.
મને જ્ઞાન જ્ઞાન બતાવ. કર૦
જેની દીશાએ મારો જીવ નહીં,
માન મટતું જાય.
અમૃત પ્યાલા સભર ભરીયા,
દેખતાં વીખ ખાય. કર૦
કાગ વાણી છોડ માયલા,
હંસની ચાલે ચાલ.
પાંજરામાં પંખી બોલે,
તેમ રામશું લે લાવ. રામ૦
માયલામાં ભાવ રાખો,

હેત રાખો ધાર.
નુગરા નર શું દુર રહેતાં,
જોઈ એનો તાર. ફર૦
પાંચ સાત નવ બાર કરોડ,
તેત્રીશ તું અવતાર.
રાવત રણુશી બોલીઆ,
મારા ગુરૂ બેડલો તાર. ફર૦

## આરતી પ્રસાદીની.

ગુરૂજી મારા પુરણુામાં પ્રસાદી,
એવા અજન અવીનાશીરે સંત પધારીયા;
તમપર વારીરે અલક પધારીયા
ગુરૂજી મારા પ્રેમના પાટ ઢળાવું
રૂડે નવલખીએ નવરાવુંરે. સંત૦
ગુરૂજી મારા ધુપ ધ્યાન આરતી ઉતારૂ,
રૂડે મોતીડે વધાવુંરે, સંત૦
ગુરૂજી મારા જે ઘેર સંતજ બોલે,
તે તો અમરાપરને તોલેરે. સંત૦
ગુરૂજી મારા કરજોડી રહીએ સામા,
હરી ચરણે ગંગારામારે. સંત૦

સમાપ્ત.



# દશ અવતારની આરતી.

## પદ ૧.

જેણે નારાયણ નામ ના જાણું,
તેણે જનુનીનું દુધ લજાવ્યું.
લક્ષ ચોરાસીના ફેરા ફરી આવ્યો
માડ ફરી મનુષ્યાદેહ પામ્યો. જેણે.
આઠે પોહોર નીદ્રામાં ઘેરાણો,
હરી રસ હીરલો હાથે ગુમાવ્યો. જેણે.
મીથ્યારે સુખમાં મુરખ શું વળગ્યો.
રામ ભજન સબ દીન ખોયો. જેણે.
ધન ને પુત્ર તે વાદળ કેરી છાયા,
ઉડી જાશે હંસલો ને પડી રેહેશે કાયા. જેણે.
સાતે સમુદ્ર ફરી ફરી આવ્યો.
આરે આવીને નાવ ડુબાવ્યું. જેણે.
રામચંદ્ર અજોધાના સિંધુ.
તુલસીદાસકો ત્રાસ મીટાયો. જેણે.

## પદ ૨.

જોને વીચારી જીવ હૃદયમાં,
મરવું તે તો સહી;
કાળ ઝપાટો કારમો આવશે,
બુઢા બાળક જાશે વહી. જોને૦

જાયા તે તો જાવાને કાજે,
ઠાલી સોચના શી થઇ;
મોટા મોટા રાજા વહી ગયા,
તેની ખબર આવી નહી, જોને૦
ઉંચી મેડી ને હાટ હવેલી,
એવી બાબત પડી રહી;
પુન્યને અર્થે પાઈ ન વાવરી,
એની ઠાઠડી ઠાલી ગઈ. જોને૦
કંચન જેવી કાયા તારી,
રજ અડવા દેતો નહીં;
શહેર છોડી સમશાને સુતો,
તારી ગોંદરે ભસ્મ થઇ. જોને૦
હરી ભજો તમે હુકેથી ચાલો,
એવી વેદમાં વાણી થઈ;
સુરશ્યામ કહે જેણે હરી ભજ્યા,
તેની જગતમાં જીતો થઈ. જોને૦

## પદ ૩.

રામબાણ વાગ્યાં હોય તે જાણે,
હરીના બાણ વાગ્યાં હોય તે જાણે.
ધ્રુવને લાગ્યાં પ્રેલાદને લાગ્યાં,
તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં,

તો વંચાયા વેદ પુરાણે રામ૦
મોરધ્વજને હરી મળવાને આવ્યા,
તો હરજી આવ્યા ઠેકાણે;
મુસ્તક ઉપર કરવત મેલ્યાં,
તો સ્રીને પૂત્ર બે તાણે. રામ૦
મીરાંબાઇ ઉપર કોપ કરીને,
રાણોજી શડગજ તાણે;
ઝેરના પ્યાલા ગીરધરજીએ આરોગ્યા,
તો અમૃત કર્યારે ઠેકાણે. રામ૦
નરસીમેતાની હુંડી સ્વીકારી,
ખેપ ભરી શરે નાણે;
અનેક ભક્ત ને એણીપેરે ઉગાર્યા,
તો ધનો ધીરજ આણે. રામ૦

પદ ૪.

આજ ગયાતાં અમે રામ ભુવનમાં,
પરાલીએરે રસ પાયો, હરી રસ પુરણ પાયો.
પહેલો પ્યાલો મારા ગુરૂજીએ પાયો,
બીજે પ્યાલે થઇ છું ઘેલી;
ત્રીજે પ્યાલો મારે રોમ રોમ વ્યાપો,
ચોથે પ્યાલે ચકમાં ચુરરે. હરીરસ૦
મોટા જોગેશ્વર એનો મર્મ ન જાણે,
તે મારા મંદીરીયામાં માલે. હરીરસ૦

સવા સુવાસણુ મારા પ્રભુજીની પાસે,
અખંડ એવાતણુ હરીએ આપ્યો. હરીરસ.
રસીયા સંગાતે અમે રંગભર રમતા,
દેહનાં દુખડાં સરવે સહતાં. હરીરસ.
વલભના સ્વામી અમને શરણે લેજો,
વ્રજના સુખડાં અમને રસ દેજો. હરીરસ.

પદ ૫

સુખ કહ્યાં ન જાય સતસંગનાંરે,
અંગ ઓઢે શીતળ થાય. સુખ૦
સુખ બ્રહ્મલોકથી ભારે ઘણુંરે,
વૈકુંઠથી વધતો જાય. સુખ૦
સુખ ઇંદ્રપુરીશી અધિકછેરે,
એનાં વેદ કરેછે વખાણ. સુખ૦
જેને અડસઠ તીરથ ઘર આંગણેરે,
ત્યાં હરીજન હરીરસ ગાય. સુખ૦
જેને આશા તૃષ્ણા ઘણી ઇરષારે,
સતસંગથી અળગાં થાય. સુખ૦
દાસ રતનો કહેછે સતસંગનેરે,
ભય લક્ષ ચોરાસીનો જાય. સુખ૦

પદ ૬

સીતા રામ સમર ઘડી ઘડી,
કાયા કાલ જાશે પડી.

રાત દીવસ તળતો ને ખપતો,
ધંધો કરતો ઘડી;
બાળપણામાં સમજ્યો નહી,
તારી મેહેનત માથે પડી. સીતારામ૦
પોઢતો પલંગે ને ઓઢતો પામરી,
અલ્પસુખમાં સુઈ રહ્યો
તારી જમે જાય છે ચડી સીતારામ૦
સોનાની ચાખડીએ ચડતોને,
હીરલા રત્ન જડેલ;
એવા કલંકી ફોજુવાળા,
જમડા જાશે જડી. સીતારામ૦
જલા જલાંસે નાડુ છુટાસે,
નાડીએ નીર નહી ઉતરે નહી;
હજાર વીંછીની વેદના થાશે,
ચોઈ દશે આવશે ચડી. સીતારામ૦
ખુટલ ધન તેં ખર્ચ્યુ નહી ને,
દાટયું રહેશે ઘડી;
દાસ વીરો કહે સોય દડ દીઠા,
કોઈ બાંધી ગયું નહી ગાંઠડી. સીતારામ૦

પદ ૭

લેતાં લેતાં નારાયણનું નામ, દુનિયા લાજેછે.
હરીમંદીર જાતાં પાવલીયા દુખે,
ફરી વળેછે આખું ગામ. દુનીયા૦

જગડો થાય ત્યાં દોડી દોડી જાય,
ભુલી ગઈ ઘરડાનાં કામ. દુનીયા૦
સતસંગ કરતાં લંછન લાગે,
ચરચા કરેછે બધું ગામ. દુનીયા૦
બાઈ મીરાં કહેછે પ્રભુ ગીરધરના ગુણ,
તમને ભજીને થઈ છું ન્યાલ.

પદ ૮

હરી ભજનથકી ચરચા થાય, તો સુખેથી;
મારા ઘટમાં છે ઘનશ્યામ, દુનીયાંથી નવ ડરવું.
મારા દલડામાં દીનદયાળ, દુનીયાંથી નવ ડરવું;
હરી મારે રૂદીયેરે વસીયા,
રોમે રોમે રમે રામ. દુનીયાંથી૦
નરહરી નારાયણ નયણે નીરખું,
નીરખું નીરંજન નીરાકાર. દુનીયાંથી૦
કાચીરે કાયા બંધન માયા,
ઘડી પલમાં પ્યારી હુઇ જાય, દુનીયાંથી૦
ગુરૂ પ્રતાપે અબળારે બોલ્યાં,
હરી ભજનથી ચોરાશી છુટાય. દુનીયાંથી૦

પદ ૯

તમે ભજન ભુલો માં ભાઈ, આવ્યો વાયદો અડે કડે;
ધર્મ ગયું ધરણીમાં ધસી, ગુરૂ પુન્ય ગયું પાતાળ.
ગુરૂજી મારા પુન્ય ગયું,
પાપ રહ્યું સઘળે વસીને,

કઠણુ આવ્યો કળીકાળ. આ૦ ચો૦
સત રહ્યું સંતાઈને, ગુરૂ ધ્યાન. રહ્યું કોઈ દ્વાર;
ગુરૂજી મારા ધ્યાન
સીલ સંતોષને મેલ્યાં ધકેલી,
દુનીયાં થઇ છે ખ્વાર. આ૦ ચો૦
પાખંડી નર ફરે ઘેર ઘેર,
સામ રહ્યું કોઈ ઠાર, ગુરૂજી મારા સામ રહ્યું.
સામા હુવે તેને પ્રીછે નહીં,
તે ખાશે જમના માર. આ૦ ચો૦
પુત્ર પીતા પ્રીછે નહી, ત્રીયા દે નહિ માર;
ગુરૂજી મારે ત્રીસ.
માત ભગનીનું સગપણુ ખોટું,
સાળાને સનમાન. આ૦ ચો૦
દુનીયાનો કાંઈ દોશ નથી, કળીજુગ જુઠો જમાન;
ગુરૂજી મારા કળીજુગ.
કરણી તેવી પાર ઉતરણી,
મુકો માન ગુમાન. આ૦ ચો૦
એવું જાણીને કહે પોકારી, ભજી લ્યો હરી નરનાર;
ગર પ્રતાપે ભણે કસ્તુર,
સત ગરૂ ઉતારે પાર. આ૦ ચો૦

## પદ ૧૦

ગોકુળ મારે પધાર્યા ગોવિંદ, કે નંદજીને ઘેર વધામણાં;

નંદજીએ કંચન પાટ ઢળાવીઆ,
મોતીનારે પુરાવ્યા ચોક. કે નંદજી૦
નંદજીએ વેગે વીપ્રને તેડાવીઆ,
બોલાવેરે જદુપતિનાં નામ. કે નંદજી૦
કહે છે કૃષ્ણ કોડીલો નામ પાડજો,
એવે નામેરે મોહ્યાં જસોદાના મન. કે નંદજી૦
નંદજીએ હેમનાં દાન અપાવીયાં,
વસ્ત્રના વરસાવ્યા વરસાદ. કે નંદજી૦
નંદજીએ વેગે વીપ્રને વીદાય કર્યા,
જાણે ચાલ્યારે મોટા મુનીવર દેવ. કે નંદજી૦
ગોકુળમાં વાજીંત્ર વાગીયાં,
મથુરામાંરે ગડગડીયાં નીશાન. કે નંદજી૦
હું તો જાઉંરે વલભસુતને વારણે,
બલીહારીરે ગાય માધવદાસ. કે નંદજી૦

---

## દશાવતારની આરતી.

ધાઇને ધનવંતો વેગે કરી ચકવો લીધો,
જળમાં નારી તોરીંગ પરણ્યા;
જેજેકાર બોલાવ્યોરે,
ઉતારો આરતી શ્રી કૃષ્ન ઘેર આવ્યા,
હરખને હુલામણે સામળીઓ ઘેર આવ્યા,
ઝીણે ઝીણે ચોખલીએ ને, મોતીડે વધાવ્યારે;
ઉતારો આરતી શ્રી કૃષ્ન ઘેર આવ્યા. ટેક. ૧

કાલાને કોબરડા કીધા,
વાદીના મનવંતા લીધા;
વામનજીનું રૂપ ધરીને,
બળીરાજા બોલાવ્યારે. ઉતારો૦ ૨
નરસંગ રૂપે નોર વધાર્યા,
આપે તો હરણાકશ્યપ માર્યા;
પ્રલ્હાદ પોતાનો જાણી. ઉતારો૦ ૩
દાદુરરૂપે દૈત્ય સંહાર્યો,
ભક્તજનનો ફેરો ટાળ્યો;
દુમન દાસી ચરણમાં રાખી,
નામે વૈકુંઠ પામ્યારે. ઉતારો૦ ૪
ફરસુરામે ફરસી ફેરી,
સહસ્રાર્જુન હાથે માર્યા;
કામધેનની વહાર કીધી,
જળદેવને ઉગાર્યારે. ઉતારો૦ ૫
કૌરવરૂપે કરણી કીધી,
સઘળી પૃથ્વી જીતી લીધી;
નાગ નેતરે મથન કરીને,
ચૌદે રતન લાવ્યારે. ઉતારો૦ ૬
સાતમે તો સાન કીધી,
સમુદ્ર ઉપર પાજ બાંધી;
ગઢ લંકાનો કોઠો કોર્યો,
મહાદેવ હર દેવને વાર્યો;

સાવ સોનાની લંકા બાળી,
દસ માથાળો રાવણ માર્યો,
વિભિક્ષણને રાજ સોંપ્યું,
સીતા વાળી લાવ્યારે. ઉતારો૦ ૭
આઠમે તો આગળ કીધી.
સોનાગેડી કાંધ લીધી;
પાતાળ જઈને નાચ્યો,
નાગણીઓને દરશન દીધાં; ઉતારો૦ ૮
નાગને તો દમન કરીને,
કમળ ભારો લાવ્યારે.
નવમે તો બુદ્ધાધ્યાંન ધરીને,
અજંપાના જાપ જપીને; ઉતારો૦ ૯
રણુકારમાં રસીયા થઈને,
સોય ભક્તને તાર્યારે.
દશમેતો દયા કીધ,
નામ કલંકી રૂપ ધરીને; ઉતારો૦ ૧૦
જગત જીતી આવ્યારે,
એમ નરસી મેહેતે ગાયારે;
ઉતારો આરતી શ્રી કૃષ્ન ઘેર આવ્યા,
માતા જસોદા કુંવર કાન ઘેર આવ્યા. ઉતારો૦ ૧૧
હરખને હુલામણે સામળીઓ ઘેર આવ્યા,
ઝીણે ઝીણે ચોખલીએ ને મોતીડે વધાવ્યારે;
ઉતારો આરતી શ્રી કૃષ્ન ઘેર આવ્યા. ૧૨

## શ્રી રાધા કૃષ્નના મહિના. તદન નવીન.

સમરૂ માતા સરસ્વતી, અવીચળ વાણી આપ;
ગાઉ ગુણ ગોવીંદના, ટાળે ભવોભવ તાપ.
કાન છોડી હમકું ગયા, સઘળો ગોપી સાથ;
પ્રભુ આય, દ્વારાપુરી, રાજ કરે રઘુનાથ.
મેં રહું ગોકુળ ગામમાં, કાનડ નાયે કોઇ;
અબ જંખના બેશી કરૂં, સામ સંદેશો સોઈ.
વિનતા તમને વિનવે, નહી નેડો નહી નેટ;
એકવાર માધવ આવજો, જબ આયો માસ જેઠ. ટેક

જબ જેઠ આયો, લેહેર લાયો. સંત સીયો સામની;
જાદવ જાયો નાથ ગાયો, કેંણુ કાયો કામની.
મન વેણુ વાતાં વંગ રાતાં, ગોપી ગીયાનાં જ્ઞાનને;
ભરપુર જોબન ભાઈ ભામન કહે રાધા કાનને. ભરપુર.
દન ગણુંતા જેઠ ગયો, કાળી ઘટા ઘન કાઢ;
એણીપર કાના આવજો, અબ આયો માસ અસાઢ.
અસાડ આતાં, મેઘ માતાં, વાય વાતાં વાદળાં;
ધરન્નીર ધારા એમ મારા, સામી મોરા સામળા.
વાજીંત્ર વાજે ગીરી ગાજે, મેલી માજા માનની;
ભરપુર જોબન માય ભામન, કહે રાધા કાનને.
ત્રીજો બેઠો તબ હીતકે, અણુ પુરો મન આશ;
અબળા મેલી એકલી, ભણીએ શ્રાવણુ માસ.
શ્રાવણુ સારા જરે ઝરા, કેક તારા કામની;
પહેરે પટોળાં રંગ રસોળાં, ભમે ટોળાં ભામની.

શણુગાર સજી અંગ રૂપ રજી અંગ;
ભુલી તજી અંગ ભાનને. ભરપુર.
નહી આવો તો મારા નાથજી, પાડીશ મારા પ્રાણ;
ગડેડી અમર ગાજીઓ, જોર ભાદરવો જાણ.
ભરમાંય ભાદર, દહે કોદ્રા દૈવ, અબ જાદવ આવતાં;
ગેહેકે ગોરાં, ચંદચકોરાં, બહુ મોરાં બોલતાં.
સંતવાન સારૂં મંન મારૂં ધરૂં તારા ધ્યાનને. ભરપુર.
સાંભળ મોરી સાહેલીયાં, રંગભીની બ્રજરાજ;
અલબેલા આવજો અઠે, આયો આસો માસ.
આસો એમ, કરૂં કેમ, પ્રીત પ્રેમા માહીએ;
ઓ સંત આવે નીંદ નાવે, મન માવે મોહીએ.
ધરનીર ધારણ જેમ જેણે, સામવેણે સાનને. ભરપુર.
સરવે આસો ચાલીઓ, હોય મન અધિક હુલાસ;
રાધા કહે સુણ ગોપીકા, કહીએ કાર્તીક માસ.
કાર્તીક માસે આવ્યા આસે, મન સાથે માવજી;
જોવુ ફેર જોતી રહે રોતી, લાલ ગોતી લાવસી;
બુદ્ધિવંત બાઇએ સેણ સાએ, કહું કાંઇ કાનને. ભરપુર.
સંભારૂં દાડી શામને, થીર નહી મન થાય;
વૃજવાસી આવો પછી, માગશર મહીના માંય.
માગશર માધા મન બાંધા, જુવે રાધા જાળીએ;
ઘર ગોપ ઘેલી બાળ બેલી, પ્રીત પેહેલી ચાહીએ.
સોળસેં સાહેલી ખેલ ખેલી, અલબેલી આનને. ભરપુર.
ધીરજ રાખો માધવા, રૂંધાણિ મન રોશ;
દહાડા જાય છે દોયલા, પ્રભુ બેઠો પોસ;

પોસજ હેલા મન મેલા, અણુવેલા આવીએ.
તલખત સંતર એમ અંતર, દેઈ થરથર દાખીએ;
કાનડ કાળા સોગ સાળા, મરમ માળા માનને. ભરપુર.
શણુગાર પહેર્યા શોભતા, ગીત ઘરોઘર ગાય.
તોરણુ બાંધ્યાં અંધ તણાં, મોહકારી માય;
તેહ મોહકારી જાય ભારે, નીમધારી નેહુથી.
સેથો સભારી, વેણુ સારી વારી વારી વ્રેહથી;
મુજ છે માથણુ હાલ હાથણુ, સરવ સાથણુ સાનને. ભરપુર.
કપટી નાવ્યા કાનડ, ગીરધારી ગોકુળ;
સાસ લાગ્યો સોહામણુ, ફાગણુ ફેરા ફુલ;
ફાગણુ ફરંગા સામ રંગા, અંગ રંગા આપીએ.
મુળગી માયા નંદ જાયા, કંસ કાયા કાપીએ;
બામન ભોળી રહે હોળી, તેમ ટોળી તાનને. ભરપુર.
અબળા અરજી આપીએ, ખુબ રાધા મન ખંત;
તેણુ ધારા નીરઝરે, ચૈતર લાગ્યો સંત;
તે ચૈતર સામી ગરૂડગામી, અંતરજામી આવીએ;
ગીરધર ધારણુ કંસ મારણુ ધેન ચારણુ ધારીએ
બળભદ્ર બાળા સોગ સાળા વાય કાળા વાનને. ભરપુર.
અઢારે ભાર એકઠાં, પ્રભુ અંબાવન;
પાક કીલોલાં કોયલ કરે, સો ફળીઓ વૈશાક;
તે વૈશાખ વળીઓ ફુલ ફળીઓ. એમ બળી ઓ આવીઓ
નીરખંત નીતંગ રાજરીતંગ, ગોપી ગીતંગ ગાવીઓ;
મનમેં મધુરો પ્રેમ પુરો ગાય ભુરો જ્ઞાનને. ભરપુર.

સમાપ્ત.

# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરના દોહરા અને તેમાં રહે
ગુઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં એવો વિસ્તારપુ
સમજાવ્યો છે કે વાંચવાથી સૃષ્ટિ, ઇશ્વરી લીલા, મ
વિગેરે સંબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આવે છે.
તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક
જ્ઞાન આપી નૂતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે. પુસ્તક
ફક્ત એકજવાર વાંચવાથીજ તે વારે વારે વાંચવાની પ્રે-
રણા કરે એવો એમાં અદ્ભુત રસ છે. આમાં કુલ ૨૦
અંગ છે અને તે એટલાં બધાં આકર્ષક છે કે તેનો
વાંચવાથીજ સારો ખ્યાલ થશે, આમાં મહાત્મા ક
ફોટો પણ અંદર દાખલ કરેલો છે. પુસ્તકનું કદ
ઇંચ લાંબુ પહોળું, કાગળ ગ્લેજ ઊંચા, પૃષ્ટ સંખ્
પાકું રૂપેરી વર્ખવાળું પુંઠું છતાં કિંમત. ૨—
પોષ્ટેજ માફ.

મળવાનું ઠેકાણું:

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.